સમર્પણ

સહચારિણી
સૌ૰ અજવાળીને

# નિવેદન

આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી શ્રીમંત પતિતપાવન મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઈ, જી. સી. આઇ. ઇ. એલ એલ. ડી. એઓશ્રીએ કૃપાવંત થઈ બે લાખ રૂપિયાની જે રકમ અનામત મુકેલી છે તેના વ્યાજ માંથી "શ્રી સયાજી બાલજ્ઞાનમાળા" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર આ 'હેમચંદ્રાચાર્ય' નું પુસ્તક રા. પંડિત બેચરદાસ જીવરાજ દોશી એમની પાસે તૈયાર કરાવવામાં આવ્યુ છે, અને તે ઉક્તમાળામાં ૧૩૮ મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતર શાખા<br>પ્રાચ્ય વિદ્યામંદિર<br>**વડોદરા**<br>તા. ૧-૬-૩૬. | **મં. ર. મજમુદાર.**<br>ભાષાંતર મદદનીશ. | **ભા. કા. ભાટે.**<br>વિદ્યાધિકારી,<br>વડોદરા રાજ્ય |

# ખુ લા સો

[ ૧ ]

અહીં લખવાની વાત થોડી જૂની થઈ ગઈ છે પણ જણાવવી જરૂરી છે.

શ્રીમંત મહારાજાસાહેબે વિકસાવેલા વિદ્યાપ્રેમના ફલરૂપ વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરની ભાષાંતર શાખા તરફથી ૧૯૩૨ના નવેંબરની ૧૯મી તારીખે મારા નામ ઉપર એક પત્ર અમદાવાદ પુરાતત્ત્વ મંદિરને સરનામે આવેલો. એ પત્ર પહોંચ્યો ત્યારે હું ઘરમાં ન હતો. પણ નામદાર બ્રિટિશ સરકારની મહેમાનગીરી ભોગવી તાજો જ બહાર આવેલો અને સ્વાસ્થ્ય મેળવવા સીધો જ મારા વતનમાં પહોંચી ગએલો મારું કુટુંબ મારી સાથે રહેવા આવ્યુ ત્યારે તે પત્ર મને હાથોહાથ મળી ગયેલો એ વખતે કાંઈ લખી કે વાંચી શકાય તેવું મારું સ્વાસ્થ્ય ન હતું. બૌદ્ધિક કામ કરવાની જે શક્તિ ગુમાવેલી તે હુ ઘણે લાંબે વખતે પાછી મેળવવા નસીબવાન થયો. એ દરમિયાન ભાષાતરશાખાના પ્રેમાળ સજ્જનોએ મને ઉક્ત પત્રની યાદ આપી પૂછાવેલું

કે 'તમને જે કામ સોપવામાં આવ્યું છે તે ક્યાં સુધીમાં થઈ શકશે?' એનો ઉત્તર આપતા પહેલાં કેટલીક આવશ્યક પ્રવૃત્તિઓ માટે મારે પ્રવાસ કરવો પડેલો અને તે દરમિયાન 'મને સોંપેલું કામ થોડા વખતમા કરી આપીશ, મને જે મુદત આપી છે તેમાં વધારો કરવા કૃપા કરશો' એવો ઉત્તર ભાષાંતર શાખાના કાર્યવાહક સજ્જનોને આપેલો. વળી પાછું શારીરિક પરિસ્થિતિ અને બીજી કેટલીક અગવડોને લીધે એ કામ ઠેલાઈ પડ્યું. છેવટે એવું ઠર્યું કે ૧૯૩૪ના જૂન સુધીમાં મારે એ કામ કરી જ આપવું જે સજ્જનોએ મારે માટે આ જાતનુ નિશ્ચયાત્મક પ્રતિબંધન મૂક્યું તે બદલ તેમનો મારે આભાર જ માનવો ઘટે છે. એ પ્રતિબંધનને લીધે જ હું શ્રીમયાજી-બાળજ્ઞાનમાળામાં આ કામ ઉપસ્થિત કરી શક્યો છું.

બાળકો જેને સારી રીતે વાંચી સમજી શકે એવી શ્રીહેમચંદ્રાચાર્યની કથા મારે લખવાની હતી તે ઉપરાંત જે યુગના બાળકો આ કથા વાંચવાના છે તે યુગનું વાતાવરણ પણ મારે ધ્યાનમાં રાખવાનું હતું. વળી, એ વાતાવરણ ધ્યાનમાં રાખતાં પણ મારે આચાર્ય હેમચંદ્રની કથા જેવી મળે છે તેવી જ લખવાની હતી; છતાં એક કામ ખાસ એ કરવાનું હતું કે એ પ્રાચ કથાનો મૂળ આશય સમગત રાખી તેમા પ્રેરકતત્ત્વ બેળવી તેને રંગવાની હતી. પ્રસ્તુત મૂળ કથાને રંગતાં તેને ક્યાંય મરડી નથી, માત્ર જૂની કથામાં જે જાતની સંસ્કૃત ભાષાની સંકલના છે તે સંકલના કેરવી વાતાવરણને બંધ બેસતી ગૂજરાતી ભાષાદ્વારા આ કથા રજૂ કરી છે.

આચાર્ય હેમચંદ્રનુ જીવન માનવસ્વભાવને અનુરૂપ જ હતુ અને તેને આ કથામા તે રીતે જ ગોઠવવામાં આવ્યું છે. પ્રભાવકચરિત્રમાં અને પ્રબંધચિંતામણિમાં હેમચંદ્રની કથા વીગતથી વર્ણવેલી છે. એ ઉપરાંત ઉપદેશતરંગિણીમાં પણ તેમની કથાનો અગત્યનો ભાગ લખાએલો છે. આ બધાનો આધાર લઈ આ કથાનું વસ્તુ ગોઠવેલુ છે.

આચાર્યે રાજાને રાજધર્મનો જે ઉપદેશ કરેલો છે અને અહિંસાને લગતી જે સમજણ આપેલી છે; તે બધું તે તે પ્રબંધોમાં આજે પણ વિદ્યમાન છે. તેને અહીં આપતાં ફક્ત ભાષા અને તેની સંકલના જ બદલેલી છે.

આ કથામાં આપેલી હકીકત શુદ્ધ ઇતિહાસ નથી; પણ હેમચંદ્રના ઐતિહાસિક વૃત્તાતની ભીંત ઉપર જ તેને ચીતરવામાં આવી છે એમા કશી શંકા નથી. કથામા શુદ્ધ ઇતિહાસનો જ માત્ર ઉપયોગ જરૂર કરી શકાત પણ બાળ-વિજ્ઞાનમાળામા એ આપવાની છે એથી બીજા ઉતારા, સાલવાર પ્રવૃત્તિના આંકડા અને તેને લગતા બીજાં સસ્કૃત પ્રાકૃત ઉલ્લેખો વગેરે કશું મૂક્યું નથી. અને એટલા પૂરતી જ તે શુદ્ધ ઇતિહાસરૂપ નથી એમ સમજવાનું છે.

આ કથા લખવાનું કામ જ્યારથી મને સોંપાયું ત્યારથી આજ સુધીમા લગભગ ચોવીશ માસ વીતી ગયા. ખરી રીતે ચોવીશ દિવસમા લખી શકાય એવી આ કથા છે; પણ શારીરિક અગવડ અને બીજી અનેક બાધક પરિસ્થિતિઓમાં સપડાએલો હોઈ આ કામ માટે આટલો બધો વિલંબ થઈ ગયો છે.

આ નજીવી પ્રવૃત્તિ માટે આટલો લાંબો સમય વહી જતાં પણ પ્રાચ્યવિદ્યામંદિરના આચાર્યશ્રીએ અને ભાષાંતર શાખાના પ્રધાન કાર્યવાહકોએ મારા તરફ જે પ્રેમળદષ્ટિ બતાવી છે તે હું કદી પણ ભૂલી શકું એમ નથી. એમના એ અસાધારણ ઔદાર્ય માટે એ બધા મહાશયોનો અહીં હું પુનઃ પુનઃ આભાર માનવો ઉચિત સમજું છુ.

નામદાર શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાની પ્રજાને પોતે ચાખેલા વિદ્યાવ્યાસંગનાં ફળો ચખાડવા જે અનેક સંસ્થાઓ સ્થાપેલી છે તેમાંની આ એક ભાષાંતરશાખા પણ છે. તે દ્વારા ગૂજરાતના કુમારકુમારીઓ અનેક પ્રકારનું જ્ઞાન સંપાદન કરી રહ્યાં છે.

ગૂજરાતના એક મહાન સુધારક રાજવીની પ્રેરણાથી સ્થપાએલી સંસ્થાદ્વારા ગૂજરાતના એક મહાન ધર્મરાજવીની કથા ગૂજરાતના કુમારકુમારીઓ સમક્ષ રજૂ થાય છે એ વિશેષ આનંદની વાત છે. આ માટે તે મહારાજાનું અને તેમણે સ્થાપેલી જ્ઞાનવાપીરૂપ સંસ્થાઓના કાર્યવાહકોનું ગૂજરાત ઋણી છે એ કથન બરાબર છે.

[ ૨ ]

ભૂતકાળનો ખરો વૃત્તાંત જાણવાથી આપણને વર્તમાન કાળ ઉજળો કરવાની પ્રેરણા મળે છે. ભૂતકાળના પુરુષોની શૂરવીરતાની કથાઓ આપણામાં શૂરાતન રેડે છે. સાહસિક વ્યવહારિયાનાં ખરા વૃત્તાંતથી આપણામાં વ્યાવહારિક સાહસ જાગે છે. વિવિધ વસ્તુઓની ખાણ જેવી મોટી મોટી પોઠો સાથે દેશપરદેશ ફરતા વણજારા અને સમુદ્રને મથી મથીને

તેમાંથી રત્નો મેળવતા વહાણવટીઓની વાતો આપણા ભૂગોળના જ્ઞાનને વધારે ને વધારે ખીલવે છે. આપણાં ગોધન અને માયાળુ ખેડૂતોની નિર્દોષ કહાણીઓ આપણને અર્થશાસ્ત્રનો ખરો મર્મ સમજાવે છે. આછાં મલીર અને ભાતીગળ પટોળાં વણનારા આપણા ગભરુ વાંઝાઓની વણકરીની વાતો આપણી વસ્ત્રકળાની યાદ આપે છે. પ્રજાના કલ્યાણને માટે માથાનું સાટું કરનાર આપણા નીમકહલાલ સેવકોની સેવાકથનીઓ ખાંડાની ધાર જેવા સેવાધર્મની આપણને ઝાંખી કરાવે છે. અને લૂખુંસૂકું ખાઇ લોકસંગ્રહ કરનારા બ્રાહ્મણો, ધર્માચાર્યો અને સાધુસંતોએ અજમાવેલી પ્રજા કેળવવાની પદ્ધતિઓ આપણને કેળવણીની ખરી દિશા તરફ દોરે છે. આ દૃષ્ટિથી જ ભૂતાવળ જેવા પણ ભૂતકાળના બનાવોની મહત્તા છે. એથી આ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને આપણા નામદાર શ્રીમંત મહારાજાએ પોતાની ઉગતી પ્રજાને કેળવવા આ-કદમાં નાનીશી પણ કિંમતમાં હીરા જેવી અમૂલખ-બાળજ્ઞાનમાળાની યોજના કરેલી છે. આજે તેમાં એવા જ એક ગૂજરાતના આદર્શ ધર્માચાર્યનું ખરૂં વૃત્તાત આપવાનું છે. ગૂજરાતી બાળકુમારો પોતાના દેશના એ આદર્શપુરુષનું વૃત્તાંત વિશેષ વહાલથી જ વાંચવાના !

[ ૩ ]

ગૂજરાતના બીજા કેટલાક આધુનિક ગ્રંથકારો શુદ્ધ અહિંસાનું સ્વરૂપ અને તેને લગતી બીજી અનેક મર્યાદાઓ સમજી શક્યા નથી, તેથી જ તેઓ એ સનાતન અને સર્વમાન્ય અહિંસાનો ટોળ કરવાનુ પણ ચૂકયા નથી.

વીરમતી નાટકના અને કર્ણઘેલાના વિદ્વાન લેખકે અહિંસાનો ટોળ કરી પોતાની સંકીર્ણદૃષ્ટિને જ સાબીત કરી આપી છે. જે હકીકત સર્વથા અશક્ય વા અસંભવનીય હોય તેનું શબ્દોમાં ચિત્ર આપવું એ, ઉદાત્તગ્રંથોમાં સોનાની થાળીમા લોઢાની મેખ જેવું છે. ઉદાર ગ્રંથકારોની એ, મર્યાદા બહારની પ્રવૃત્તિ છે.

કોઇ પણ તત્ત્વનો ટોળ કરવાથી તેનું મૂલ્ય ઘટતું નથી; પણ ટોળ કરનાર પોતાની ટોળી પ્રકૃતિનું મૂલ્ય અંકાવે છે. વેદકાળથી માડીને જે જે ધર્મો વા સંપ્રદાયો નીકળેલા છે તેમાં શું કોઇ એવો ધર્મ કે સંપ્રદાય છે જે અહિંસાને પ્રથમપદ ન આપતો હોય ? અથવા અહિંસાનો ટોળ કરનારા ય વિદ્વાનો કોઈ નવા સંહારકધર્મનું વિધાન કરે છે શું ?

હેમચંદ્રને લગતી કેટલીક માહિતી રાસમાળામા ય આપેલી છે; પણ તેમાંની કેટલીક તો નદ્દન મિથ્યા છે. એમા જે એમ કહેવામાં આવ્યું છે કે અંતસમયે હેમચંદ્રે ધર્મપરિવર્તન કરેલું; એ હકીકત સર્વથા અયથાર્થ છે. હેમચંદ્ર જન્મથી જીવનપર્યંત જૈનધર્મના જ અનુયાયી હતા અને તેના જ અનુયાયી રહેલા. એ હકીકતમા કોઈ પ્રકારના સંદેહને લેશ પણ અવકાશ નથી. ઇતિહાસદૃષ્ટિથી જોનારાને એ માટે અનેક પુષ્ટ પ્રમાણો મળી શકે છે. જ્યાં બીજાં ઐતિહાસિક અનેક પુષ્ટ પ્રમાણો ઉપલબ્ધ હોય ત્યાં દંતકથાની હકીકતને લેશ પણ સ્થાન ન હોઇ શકે.

કેટલાક અંગ્રેજ લેખકો આપણી સંસ્કૃતિને સમજી શકતા નથી; તેમ તેમની પ્રત્યેક પ્રવૃત્તિમાં રાજકારણની દૃષ્ટિ વ્યાપેલી હોવાથી અને 'આપણા સમાજમાં ભેદ કેમ વધે ?' એ તેમની પ્રવૃતિનું મુખ્ય લક્ષ્ય હોવાથી તેઓ એવી એવી દંતકથાઓદ્વારા કેટલીયે નિરર્થક વાતો ચલાવ્યા કરે છે.

જેવું છે તેવું આચાર્ય હેમચંદ્રસૂરિનું આ આછું રેખા-દર્શન સાધાર દોરવામાં આવેલુ છે, તે સૌના ભ્રમ ટાળો અન સૌને સાચી પ્રેરણા આપો.

અમદાવાદ, અક્ષયતૃતીયા ૧૯૯૨ — બેચરદાસ

# અનુક્રમ

---

૧. નકશો

(વર્ધુન)

# ગૂજરાતનો ધર્માચાર્ય
# હેમચંદ્ર

૧

## ગૂજરાત

ગૂજરાતનું ગૌરવ હવે તો કોઈથી અજાણ્યું નથી. ગૂજરાતની રોગહર અને બલપ્રદ વનસ્પતિઓ, ભાદર, સાબરમતી, મહી, નર્મદા અને તાપી જેવી મોટી મોટી નદીઓ, સંજીવની જડીબુટ્ટીઓ અને અનેકવિધ ખનિજ પદાર્થોના અખૂટ ભંડાર રૂપ ગિરનાર, બરડો, શેત્રુંજો અને આબુ જેવા પહાડો ગૂજરાતની અચળ-શાશ્વત-સમૃદ્ધિ છે.

ગૂજરાતની લીલી વાડીઓમાં કેકા કરતા કલાપી-મયૂરો કોના હૃદયને હરતા નથી? આબુનું વસ્તુપાળનું

જિનાલય, સિદ્ધપુરનો રુદ્રમાળ, મોઢેરાનું સૂર્યમંદિર, પાટણ અને ખંભાતના પુસ્તકભંડારો, અમદાવાદના પ્રસિદ્ધ મકરબા, મસજિદો અને પેલી ચમત્કારિક કોતરણીવાળી જાળીઓ, પ્રભાસપાટણનું પ્રસિદ્ધ શિવાલય તથા લાકડા ઉપરનું અદ્ભુત શિલ્પકામ એ બધું ગૂજરાતના ભૂતકાળને વધારે ને વધારે ઊજળો બતાવે છે.

વિશાળ ભાલ જેવો 'ભાલ'

એવા આ ગૂજરાતમાં માનવના વિશાળ ભાલ જેવો ભાલ પ્રદેશ સુવિખ્યાત છે. ખાંડવાને આંટે એવા ભાલના ઘઉં કોણ નથી જાણતું? ચોમાસામાં એ પ્રદેશ કેમ જાણે કોઈ નવો મહાસાગર ઉમટ્યો ન હોય એવો જલમય થઈ જાય છે. ભાલનો એ પ્રાકૃતિક જલપ્રવાહ વૈજ્ઞાનિક સાધનોને પણ બૂઠાં બનાવી તેની નિરર્થકતા સાબીત કરતો હસતો જણાય છે.

ભાલપ્રદેશ આપણા ભાલપટ્ટ જેવો સપાટ છે; તેથી ત્યાંના વતનીઓનાં નેત્રો દૃષ્ટિના વ્યાયામને લીધે બહુ દીર્ઘદર્શી બને છે. ચોમાસાના ચેપી ભેજને દૂર કરવા જાણે ભગવાને હજાર બાહુને મોકલ્યા હોય તેવો ધખારો ભાલના એ ભેજને સૂકવી શોષી લે છે; અને શિયાળાની ગુલાબી ઠંડી ભાલનાં ભાઈબહેનોને વધારે ને વધારે સહનશીલતાની તાલિમ આપે છે.

### ધંધુકા

એવા એ રઢિયાળા ભાલપ્રદેશમાં ધંધુકા નગરનું નામ સુવિખ્યાત છે. આજે તો એ નગર દેશી અને સરકારી હદને જોડતું હોવાથી વળી વધારે મશહૂર છે.

### મોઢમહાજન અને હેમચંદ્રનાં માતાપિતા

એ નગરમાં મોઢ વાણિયાની વસ્તી સારી હતી. જે અર્થ 'શીખ' શબ્દનો છે તે જ અર્થ 'મોઢ' શબ્દનો છે. એથી મોઢ લોકો જિજ્ઞાસાવાળા-શીખવાની વૃત્તિવાળા અને નમ્ર હોય એમાં શી નવાઈ?

આજે જેમ ગાંધીજીને લીધે મોઢ જ્ઞાતિ ઊજળી છે તેમ તે વખતે મોઢદંપતી ચાચ અને પાહિનીને લીધે ધંધુકાનું મોઢ મહાજન ઊજળું હતું. જેમની વાત અહીં લખવાની છે તે ગૂજરાતના મહાન આચાર્ય હેમચંદ્રનાં જનક અને જનની એ દંપતી હતાં.

---

## ૨

## હેમચંદ્રનો જન્મ

આચાર્ય હેમચંદ્રની કથા કાંઈ પુરાણકથાની પેઠે જુગજુગની જૂની નથી. એ તો કાલ સવારની ખરેખરી બનેલી વાત છે. આજથી ૮૪૫ વર્ષ પહેલાં એટલે સંવત ૧૧૪૫ના કાર્તિક શુ૦ દિ૦ પૂર્ણિમાને દિવસે આપણા આ ભાવી યુગાવતારનો જન્મ એ ધંધુકા નગરમાં ચાચને ઘેર પાહિનીની કૂખે થએલો હતો.

### હેમચંદ્રની માતાને ગુરુનો સમાગમ

પુત્ર પેટમાં હતો ત્યારે માતા પાહિનીને ઘણા શંગા-આશા-વિચારો ઉપજેલા; અને વળી દેવદીવાળી જેવા શંગા-આશ-દિવસે પુત્રનો જન્મ

થએલો તેથી માતાપિતાએ સ્વજનવર્ગ સમક્ષ પુત્રનું નામ 'ચંગદેવ' પાડયું.

માતાપિતા તેનું પૂરેપૂરું લાલનપાલન કરવા લાગ્યાં અને ચંદ્રકળાની જેમ ચંગદેવ વધવા લાગ્યો. એ પાંચ વર્ષનો થયો એટલે પોતાની કાલીકાલી મધુર વાણીથી માતાપિતાને આનંદ આપવા લાગ્યો.

એ અરસામાં દિવ્યદૃષ્ટિવાળા પરોપકારપરાયણ જૈનાચાર્ય દેવચંદ્રસૂરિ ગામેગામ ફરતા ફરતા ધંધુકામાં આવી ચડયા. તેઓ ત્યાં મોઢાએ બંધાવેલા જિનમંદિરમાં ઉતરેલા હતા.

એક વાર ચંગદેવ તેની માતા સાથે જિનમંદિરે પહોંચ્યો. ગુરુની દિવ્યદૃષ્ટિમાં ચંગદેવ સામાન્ય માનવ ન જણાયો; પણ ભવિષ્યનો યુગાવતાર ભાસ્યો.

ગુરુને લાગ્યું કે ચંગદેવને બરાબર સાધનસામગ્રી મળે તો તે આખા ગૂજરાતને શોભાવે એવો મહાપુરુષ થઈ શકે એમ છે. જે સ્થિતિમાં ચંગદેવ અત્યારે છે તે જ સ્થિતિમાં કાયમ રહે તો તેનો ખરેખરો વિકાસ થવો અશક્ય છે અને તેનાથી આખા દેશને લાભ થવો પણ અસંભવિત છે. જો તે ઘરમાં રહેશે તો વાસનાની જાળમાં ફસાશે અને બહુ બહુ તો થોડુંઘણું નાણું ભેગું કરી થોડાં સંતાનોનો પિતા થશે. પરંતુ જો તે એક ઉત્તમ સાધકની પેઠે ચિત્ત-

શુદ્ધિની સાધનાના માર્ગ ભણી વળે તો તે પોતે તો અદ્દભુત મહિમાશાળી થશે એટલું જ નહિ, પરંતુ તેનાથી આખા ગુજરાતને ન વર્ણવી શકાય એવો લાભ મળનારો છે.

ગુરુએ વર્ણવેલું હેમચંદ્રનું ભવિષ્ય

ગુરુએ ગંભીરપણે વિચાર કર્યા પછી ચંગદેવની માતા પાહિનીને આશીર્વાદ આપતાં કહ્યું: "માતા ! આ તારો પુત્ર એક અદ્દભુત પુરુષ થવા નિર્માયો છે. તું તેને તારી મમતાને લીધે ઘર બહાર નહીં જવા દે તો તેનું તેજ વધવાનું નથી. જો તે અમારી પાસે રહે અને અમારા જેવો થઈને વિચરે તો તે ગૌતમનો બીજો અવતાર જ થવાનો. એટલું જ નહિ પણ એના પ્રભાવથી આખા ગુજરાતમાં 'અમારિ'નો ડંકો વાગવાનો, એના ચરણમાં મોટા મોટા રાજાઓ નમવાના અને એનો વિજયવાવટો આખા દેશમાં ફરકવાનો એ હું બરાબર નિહાળી રહ્યો છું. તારી ઇચ્છા હોય તો તેને અમારી પાસે મૂકી જા. આ તારો પુત્ર છે, તું તેની ઉન્નતિ ચાહે છે માટે આટલી હકીકત વગર પૂછ્યે પણ જણાવ્યા વિના રહી શકતો નથી."

ગુજરાતની માતાની ઉદારતા

માતા ગળગળી થઈ ગઈ. પુત્રના કલ્યાણ નિમિત્તે, આખા દેશના અભ્યુદય સારુ, તેણે પોતાની

મમતાનું બલિદાન દેવાનું નક્કી કર્યું.

પણ તેને એમ થયું કે પુત્રના પિતાની સમ્મતિ વિના હું એકલી ચંગદેવને ગુરુને ચરણે શી રીતે સોંપી શકું ? છતાં 'શુભસ્ય શીઘ્રમ્' સમજી, તેણી એકલીએ પોતાની બધી ધીરજ ભેગી કરી, એક માત્ર પોતાના ગૂજરાતના અભ્યુદયને સારુ, પોતાના વહાલા ચંગદેવને તે વખતે જ ગુરુને ચરણે ધરી દીધો અને પોતે પણ પાછળથી જૈન સાધ્વીની દીક્ષા લઈને ગામેગામ વિચરવા લાગી.

---

## ૩

## ધંધુકાથી ખંભાત

તે સમયની ખંભાત નગરની જાહોજલાલી આજની મુંબઈની જાહોજલાલીને કોરે મૂકે તેવી હતી. ત્યારનું ખંભાત ભારતવર્ષનું મોટામાં મોટું બંદર હતું. એને કિનારેથી ગૂજરાતીઓ ચીન, જાવા અને સુમાત્રાને ઘર–આંગણાની જેમ ખુંદી વળતા એ તો ગઈ કાલની વાત છે. ખંભાતને આરે ચોરાશી બંદરનો વાવટો નિરંતર લહેરાં લેતો. પહોળા સઢવાળાં મોટાં મોટાં ઊંચાં અને દેવભવન જેવાં સુંદર વહાણોનો ખંભાતી સમુદ્રમાં જ્યારે મેળો થતો ત્યારે તો એની શોભા કાંઈ ઓર જ થતી.

ખંભાતનો માણેકચોક તો જેમ જાણે માણેકનો મોટો ચોક ન હોય તેમ અંધારામાં પણ ઝગારા

માર્યા કરતો. ખંભાતના ઝવેરીઓ અને નગિનગરો જગમશહૂર હતા; અને ખંભાતી તાળાં તો તે દિ' પણ દેશભરની બજારોમાં વેચાતાં અને આજે પણ વેચાય છે. ચોક્કસ પ્રકારના શુભસંકલ્પ સાથે ગુરુ દેવચંદ્રસૂરિએ ધંધુકાથી ખંભાતબંદર તરફ વિહાર કર્યો.

ખંભાતમા દીક્ષા

પાંચ વર્ષના ચંગદેવને લઈને ગુરુ દેવચંદ્રસૂરિ ખંભાતબંદરે આવી પહોંચ્યા. તે વખતે જૈનકુલભૂષણ મંત્રી ઉદયન ખંભાતનો સૂબો હતો. ગુરુએ ચંગદેવને લગતી બધી હકીકત મંત્રી ઉદયનને સમજાવી. એટલે ઉદયને ખંભાતને શોભે એવા ભારે ઠાઠમાઠ સાથે ચંગદેવની દીક્ષાનો મોટો ઉત્સવ કર્યો.

હવે ચંગદેવને બદલે ગુરુએ તેનું નવું નામ 'સોમચંદ્ર' પાડ્યું; અને આ નવા જન્મમાં આવી તેણે ક્યાં કેમ વર્તવું, કયા કયા આચારો પાળવા તે બધું સોમચંદ્ર મુનિને તેમણે સમજાવ્યું.

ચંગદેવને બદલે મુનિ સોમચંદ્ર

સંવત ૧૧૫૦ ના મહા શુ૦ દિ૦ ૧૪ ને શનિવારે સોમચંદ્ર મુનિની દીક્ષા થઈ. એટલે પાંચ વર્ષનો પણ સોમચંદ્ર પ્રબળ સંસ્કારી હોવાથી ગુરુનું કથન બરાબર સમજી ગયો અને ગુરુએ બતાવેલ માર્ગે પોતાનો અભ્યુદય સાધવા લાગ્યો.

### સોમચંદ્રની કઠોર સાધના

દીક્ષા લીધા પછીની ક્ષણથી તે લાગલાગટ સોળ વર્ષ પર્યંત મુનિ સોમચંદ્ર પોતાના ધ્યેય તરફ એવો તો એકાગ્ર થઇ ગયો કે કેમ જાણે આ કોઈ બીજો એકલવ્ય જ ન હોય! શું એનું ખીલેલું બ્રહ્મતેજ, શો એનો અપૂર્વ વિદ્યાભ્યાસ, શી એની પ્રેમાળ ગુરુભક્તિ અને આચારપાલનમાં તેની કેવી સાવધાનતા!

### સોમચંદ્રનો ગુણવિકાસ

તેને માટે જે ભવિષ્ય ગુરુએ ભાખેલું તે હવે ખરેખરું મૂર્તરૂપ લેવા લાગ્યું. જૈન શાસ્ત્રો અને અન્ય શાસ્ત્રોનું વિશાળ વાચનમનન, લોકસંગ્રહના ભાવોની પ્રબળતા, નવા નવા ઉપયોગી સાહિત્યને નિર્માણ કરવાની યોગ્યતા, સમયનું જાણપણું, દેશ કાળ રાજા અને પ્રજાના માનસનું સ્પષ્ટ અવલોકન, દંભ વિનાનું ભાષામાધુર્ય, રાજાની પણ શેહમાં ન દબાય તેવું પ્રખર તેજ, વ્યવહારમાં ચતુરતા, પ્રતિભાનો પ્રકર્ષ અને તત્કાલની પ્રજાની પરિસ્થિતિનો સ્પષ્ટ પરિચય—એ બધા ગુણો હવે મુનિ સોમચંદ્રમાં પ્રત્યક્ષ થવા લાગ્યા.

### સોમચંદ્રને બદલે હેમચંદ્ર

ગુરુએ મુનિ સોમચંદ્રમાં પોતાનો પદ-ભાર વહેવાની યોગ્યતા જોતાં જ તેને પોતાનું પદ ભારે

ઉત્સાહથી આપી દીધું. સંવત્ ૧૧૬૬ ના વૈશાખ શુ૦ દિ૦ તૃતીયા—અક્ષય તૃતીયા—ને દિવસે જ્યારે સૂર્ય પોતાના પ્રચંડ તેજથી ઝળહળી રહ્યો હતો તેવે મધ્યાહ્ન સમયે ગુરૂ દેવચંદ્રસૂરિયે આ માનવ-માર્તંડ મુનિ સોમચંદ્રને પોતાની કંથા ઓઢાડી દીધી. પોતાનું 'આચાર્ય' પદ તેને સોંપી દીધું અને તેનું નવું નામ 'હેમચંદ્ર સૂરિ' જાહેર કર્યું.

### આચાર્ય હેમચંદ્રની માતૃભક્તિ

આચાર્ય થયા છતાં પણ મુનિ હેમચંદ્રનો માતૃપ્રેમ હજુ જેવો ને તેવો જ હતો. પોતાની પાછળ સાધ્વી થએલી માતા પાહિનીને પોતાના આચાર્ય-પદને પ્રસંગે તેમણે સાધ્વી વર્ગમાં 'આચાર્ય' પદે સ્થપાવી—'પ્રવર્તિની' પદ અપાવ્યું અને સંઘ સમક્ષ તે પ્રવર્તિની પાહિની સાધ્વીને આચાર્યના સિંહાસનની અધિકારિણી બનાવી, તે સુપુત્રે—એક જૈન આચાર્યે—પોતાની માતૃભક્તિને વ્યક્ત કરવાનો અનુકરણીય પ્રસંગ ન જ જવા દીધો.

## ૪

## ખંભાતની પ્રજાનો ઉલ્લાસ

દીક્ષાના પ્રસંગે ખંભાતે જે લાણુ લીધી હતી તે કરતાં હજારગણી લાણુ સોમચંદ્રના આચાર્યપદને પ્રસંગે લીધી. ખંભાતની પ્રજાને મન જાણે કોઈ પરદુઃખભંજન વિક્રમનો રાજ્યાભિષેક મંડાયો હોય તેવો આનંદ હતો. બ્રાહ્મણો શું કે જૈનો શું! પંડિતો શું કે કવિઓ શું! અઢારે આલમ એક મુખે એ મુનિની યોગ્યતા, ડહાપણ, ગંભીરતા અને ઉદારતાનાં વખાણ કરતાં હતાં.

મંત્રી ઉદયન તો ફુલ્યો સમાતો ન હતો. તેને મન તો જિનશાસનના આકાશમાં નવો ભાનુ ઊગ્યા જેટલો આનંદ થયો હતો. આચાર્ય હેમચંદ્રને જોઈ તેને બત્રીશે કોઠે અમીરસ સિંચાયો

હતો. જિનશાસનનો સર્વ સુખકર અભ્યુદય હવે તેને હાથવેંતમાં જણાતો હતો. વનરાજના પાલક શીલગુણસૂરિનું વ્યવહારચાતુર્ય તેણે આ નવા આચાર્યમાં પ્રત્યક્ષ દીઠું.

પોતાના રાજવી સિદ્ધરાજ અને આ ધર્મરાજવી હેમચંદ્રનો સંયોગ કોઈ અપૂર્વ અદ્‌ભુત ફળ નીપજાવશે એવી તે કલ્પના કરવા લાગ્યો હતો. જ્યાં ત્યાં ધર્મને નામે પાખંડ પ્રવર્તતું હતું તે હવે અટકી જશે, દેશમાં નવા પ્રાણનો સંચાર થશે અને અહિંસા ધર્મને નામે બાયલા જેવા થઈ બેઠેલા જૈનોમાં નવું ચેતન આવશે તેની તેને ઝાંખી થવા લાગી હતી. ખંભાતનું જૈન મહાજન, બ્રાહ્મણ મહાજન અને બીજી બધી પ્રજા આ નવા આચાર્યને જોઈ અનેરો ઉલ્લાસ અનુભવતી હતી અને આ નવા આચાર્ય ઊગતા ચંદ્રની જેમ ખંભાતની સર્વ પ્રજાને પોતાની વાણીસુધાથી સિંચી રહ્યા હતા.

### આચાર્ય હેમચંદ્રની વ્યાખ્યાનધારા

ખંભાતના મોટા જિનમંદિરને આચાર્ય હેમચંદ્રે અધ્યાપનમંદિર કરી મૂક્યું હતું અને તેમાં વખતો વખત તેમની વ્યાખ્યાનધારાનો પ્રવાહ સર્વપ્રજાને પાવન કરી રહ્યો હતો. કોઈ વખત અર્થ, કામ અને ધર્મનો પરસ્પર સંબંધ એ વિષે ચર્ચા થતી; કોઈ વખત ગૃહસ્થમાર્ગ અને સાધુમાર્ગની

અસિધારા જેવી કઠોરતા વર્ણવાતી; કોઈવાર નિવૃત્તિમાર્ગ અને પ્રવૃત્તિમાર્ગની એકતા વિષે આલોચન થતું; કોઈ સમયે રાજધર્મ, પ્રજાધર્મ અને યુદ્ધધર્મ વિષે સ્પષ્ટ સમજણ અપાતી; કોઈ વખત વૈદિક અહિંસા અને જૈની અહિંસાનું તોલન થતું; કોઈ સમયે અહિંસાનો વ્યવહારુ ઉપયોગ, ગૃહસ્થમાર્ગી અને સાધુમાર્ગીઓની અહિંસાની મર્યાદા તથા અહિંસાના વ્યવહારુ ઉપયોગદ્વારા પ્રત્યક્ષમાં જ સમાજમાં શાંતિનું સ્થાપન એ વિષે બહુ ગંભીર વ્યાખ્યાન થતું.

કોઈ વેળા જૈનશ્રાવકો અને જૈનસાધુઓ જે જાતની વિકૃત અહિંસાને કલ્પી બેઠા છે તેનો અને એવી વિકૃત અહિંસાદ્વારા વ્યક્તિગત વા દેશવ્યાપી જે અનિષ્ટ ઉત્પન્ન થયું છે તેનો વિશેષ-ઘટસ્ફોટ થતો. કોઈ સમયે પાત્રતા વિના રસાયન ખાનારને તે ફુટી નીકળી જેવી હાનિ કરે છે તેવી જ હાનિ, પાત્રતા કેળવ્યા વિના અહિંસાને પાળનાર વ્યક્તિ, સમાજ વા દેશની થાય છે તે બાબત ઉદાહરણ અને આખ્યાન—ઉપાખ્યાનોદ્વારા સમજાવાતી.

કોઈ વખત લોકસંગ્રહમાં પડનાર સાધુ, સંન્યાસી કે શ્રાવક વા બ્રાહ્મણમાં વ્યવહારુ શી શી યોગ્યતા હોવી જોઈએ તેનું વર્ણન થતું. ગીતાનો અનાસક્તિયોગ

અને જૈનધર્મનો સંયમયોગ એ બેની બહુ ઝીણવટથી તુલના થતી. કોઈવાર ઉપનિષદનો અદ્વૈતમાર્ગ અને જૈનધર્મનો અહિંસાવાદ, અનેકાંતવાદ એ બે વચ્ચેની સમાનતાની સ્પષ્ટતા થતી. ભિક્ષા અને દીક્ષાની મર્યાદા અંકાતી, યોગ્યતાનું માપ વર્ણવાતું અને રોકડધર્મ અને ઉધારધર્મ આચરનારાઓ કેટલું ઇષ્ટ અને અનિષ્ટ ફળ મેળવે છે તે સવિસ્તર સમજાવાતું. તો કોઈવાર દેવ, ગુરુ અને ધર્મની બાહ્યસ્થિતિ ઉપર તેમની શુદ્ધિનું માપ નથી પણ તેમની અંદરના ગુણો ઉપર જ તે ત્રણેની ખરી શુદ્ધિનું માપ છે એ ઉપર પણ સવિસ્તર ઊહાપોહ થતો.

---

## ૫
## હેમચંદ્રસૂરિનો પાટણ તરફ વિહાર

આ રીતે આચાર્ય હેમચંદ્રે ખંભાતમાં મોટી જ્ઞાનપરબ ઉઘાડી, અનેક પિપાસુજિજ્ઞાસુઓની તૃષાને શાંત કરી હતી; કુશંકાઓ નિર્મૂળ કરી હતીઃ નવા નવા વિકાસમાર્ગો બતાવી સાધકોને ઉત્તેજિત કર્યા હતા. હઠ, કદાગ્રહ દૂર કરવાનું કહી સાપેક્ષ સત્યના માર્ગનું સૌને દર્શન કરાવ્યું હતું; અને અહિંસાને નામે નમાલા થતા જૈનોને વિકૃત અહિંસાના કહેવાતા પાખંડથી બચાવી લઈ તેમની પ્રતિષ્ઠા વધે એવી અનેકવિધ યોજનાઓ ઘડી-કહી બતાવી હતી.

આમ એકંદરે આખા ખંભાતને જાગતું કરી સૂરિજીએ તે વખતની ગુજરાતની રાજધાની પાટણ તરફ જવાની પોતાની ધારણા પોતાના ગુરુ દેવચંદ્રજીને

અને મંત્રી ઉદયનને કહી સંભળાવી અને ગુરુના આશીર્વાદ તથા મંત્રીની પ્રેરણાથી તે માટે તૈયારી પણ કરી લીધી.

### પાટણની પ્રભુતા

તે વખતના પાટણની ઉન્નતિની વાત શી કહેવી ? એ વખતનું પાટણ હિંદુસ્તાનભરનું પેરિસ હતું. પાટણના પ્રાસાદો, રાજભવનો અને દેવમંદિરો આભે સંચરતા સૂર્ય સાથે વાતો કરતા. તે ઉપરના સુવર્ણકલશોનો પ્રકાશ સૂર્યમાં સંક્રાંત થતો કે સૂર્યનો પ્રકાશ તેઓમાં સંક્રાંત થતો તે કહેવું કઠણ થઈ પડતું. જ્યાં ત્યાં વાગતાં ચોઘડિયાં પાટણની સંગીતપ્રિયતાને વ્યક્ત કરતાં.

પાટણનાં ચોરાશી ચૌટાં આજનાં મોટાં મોટાં પ્રદર્શનોને પણ ભુલાવે તેવાં હતાં—**સોનીહાટ**માં સોનાના લાટા ઝગમગતા, **સોનારહાટ**માં એ લાટાના નવા નવા ઘાટ ઘડાઈ દેશભરની રમણીઓના અંગે અંગે ઓપી રહેતા. **નાણાવટ** નાણાંના ખણખણાટથી ગાજી રહેતી. **ઝવેરીહાટે** હીરા, પાનાં, મોતી, માણેક, પ્રવાળ, લસણિયો વગેરે અનેક પ્રકારનું ઝવેરાત વારંવાર નવું નવું લાવવું પડતું.

સુગંધિયાનું હાટ તો ગુલાબજળના ફુવારાની જેમ મહેકી રહેતું. **શેરૂસીયાને** હાટે

બગદાદી ફોફળ–(સોપારી)ના, જંગબારી લવિંગના અને મલબારી શ્રીફળોના પહાડ જેવા નવા નવા ગંજના ગંજ ખડક્યા રહેતા. ઘીયાને હાટે ગોમાતાનું ચોકખું બરફ જેવું સુગંધી ઘી અને તાજું માખણ ઘડીભર સ્થિર ન રહેતાં ભામિનીઓનાં ભાજનમાં જઇ પડતાં. તેલીને હાટે ઘાણીથી પીલેલા તલના ચોકખા અને પારદર્શક તેલથી ભરેલા કુડલાઓ ચંચળ ઊંટની પેઠે હલ્યા જ કરતા.

દંતારાની દુકાને બોખા પણ છબીલા અને જેમની બત્રીશી, રિસામણી પત્નીની પેઠે સંતાઇ ગઈ છે એવા ઘરઠા પણ પુષ્ટ લોકોની ઠઠ જામી રહેતી. બલીયાબજારમાં તો જાણે સ્ત્રિયા-રાજ્ય જામ્યું હોય તેવો દેખાવ નજરે આવતો; અને આફ્રિકાના કે સિંહલદ્વીપના હાથીઓના દંતુશળોના મોટા ઢગના ઢગ નજરે પડતા. મણિયારહાટમાં ચંદનચૂડીથી માંડી બધી જાતની બંગડીઓ ઉપરાંત સતારા, ભરવાના કાચ, આભલાં, કચોળાં વગેરે બધું ચળક્યા કરતું.

દોશીહાટમાં આજનાં લેંકેશાયર કે માન્ચેસ્ટરનાં કપડાંને શરમાવે તેવાં અનેક પ્રકારનાં વસ્ત્રો—ફુદડીયાં, કપૂરીયાં, કસ્તૂરીયાં, ગોકડીયાં, દાડમીયાં, મેઘવર્ણાં, પટોળાં, ઘરચોળાં, સંસ્રવડી,

ગજવડી, પાંભડી, લોબડી વગેરેનો ગંજ શોભી રહ્યો હતો. **નેસ્તીને** ત્યાં અનેક પ્રકારની જે માગો તે મળે તેવી તમામ ચીજોનો સંગ્રહ હતો. **ગાંધીને** ત્યાં સુગંધી તેલ, અત્તર, ધૂપ, ધૂપેલ, મોગરેલ, કોપરેલ વગેરે મઘમઘી રહ્યાં હતાં. **કપાસીયાહાટ** અને **એરંડિયાહાટ**માં કપાસિયા અને એરંડા હમેશાં વેચાતાં છતાં સમાતા ન હતા.

**રસણિયાહાટ**માં રસણિયાઓ ભાતભાતની ધાતુ ઉપર રસ રસતા. સોના, ત્રાંબા કે રૂપા ઉપર નવો નવો રસ–ઢોળ–ચડાવતા. **પ્રવાલી-યાહાટ**માં પ્રવ'ળાંનાં ખડકો ખડા થઇ ગયાં હતાં. **ત્રાંબાહાટ** અને **પીતલગરહાટ**માં ત્રાંબા-પીતળનાં વાસણોને, આચાર્યો શિષ્યોને ઘડે તેમ કારીગરો ઘડી રહ્યા હતા.

**શંખહાટ**માં શંખ, છીપ વગેરેમાંથી નીપજતાં કાનફૂલ, અછોડા, બુતાન અને બંગડીઓ વગેરે શોભી રહ્યું હતું. **મોતીપ્રોયા, મીણાકારી** અને **તુનારહાટ**માં ધ્યાનસ્થ યોગીઓની જેમ કુશળ કામગરો મોતીઓ પરોવતા; મીનો કરતા અને રેશમી વા ઊનની શાલોને તુણી તુણીને નવા જેવી બનાવી દેતા.

**સાલવીહાટ**માં કપડાં વણતી સાળોમાં ઉછળતી સૂતર ભરેલી માછલીઓનો ખટપટાટ

ભારે મધુર લાગતો. ગુલિયારહાટમાં વિવિધ રંગો ઉપરાંત ગળી વેચાતી. પરિયટોનાં હાટ આજની વોશિંગ કંપની કે લોંડ્રીઓને શરમાવે તેવાં હતાં. મોચીઓ કસબ ભરેલી વાણીઓ ભરતા. ચૂનારા ચૂનો પાડતા–પકવતા. સઇઓ ભાતભાતના કાપનાં કપડાં સીવતા. લોહુટિયા લોઢાની તરેહતરેહની બનાવટો બનાવી વેચતા. ખીબાઘડા લોકો જુદી જુદી જાતનાં ખીખાં ઘડતા.

ભાડભુંજા ચણા સમરા પૌંઆ અને હાણીખાર્નીને તૈયાર રાખતા. નાપિતહાટ જુઓ તો આજનું હેરકટિંગ સલૂન ગમે પણ નહિ. પાટીવણા પાટી વણતા. કાગલિયાહાટમાં ચાંદા જેવા ધોળા કાગળો બનતા અને વેચાતા. કાઠપીઠીયાને ત્યાં તમામ જાતનું લાકડું મળતું અને તે લાકડા ઉપર ભાતભાતનું કોતરકામ થતું.

સુખડીયા અને કંદોઇના હાટમાં રહેલા જાતજાતની મીઠાઈના ભરેલા ખુમચા સંભારી આજે પણ કોને પાણી નહિ છુટે ? સાબુગરને ત્યાં તેણે જાતે બનાવેલા સાબુ ઉપરાંત ખારો ભૂતડો ધોળી પીળી માટી ગેરૂ અરીઠાં આંબળાં ચિકાખાઈ વગેરે નહાવા ધોવાનાં સાધનો તૈયાર મળતાં.

**લોહારો** અને **કંસારાઓ** લોઢાને અને કાંસાને ઘડીઘડીને ઘડીકમાં નવો નવો ઘાટ આપતા. **તંબોળીને** ત્યાંના તાજાં ટાઢાં તંબોળો, મુખવાસ પટ્ટણીઓને ખુશ કરતાં. **માળીઓની** માળાઓ, ગુલાબ, ચમેલી, મોગરો, ચંપો, કુંદ આખી બજારને સુવાસિત કરતાં. **સાકરીયા** મીઠી મધુરી સાકર, ખાંડ, બૂરું, ફુલસાકર મધુસાકર, ગોળ વગેરે વેચતા. **મજીઠીયાને** ત્યાં રાતુંચોળ મજીઠ ઉપરાંત અનેક પ્રકારનું કરીયાણું વેચાતું. **પત્રસાગિયાનેહાટે** નાના પ્રકારનાં શાકભાજી જ્યારે માગો ત્યારે તાજાં ને તાજાં મળતાં.

**કુત્રિકાપણને** જુઓ એટલે અત્યારની વાઈટવેલેડલોને સંભારો પણ નહિ–ત્યાં ગમે તે બજારની ચીજ ગમે તે વખતે તૈયાર જ રહેતી અને **બુદ્ધિહાટ** તો ગભરાએલા–મુંઝાએલાનું વિશ્રામસ્થાન હતું—ત્યાં તેવા લોકોને જાતજાતની બુદ્ધિઓ મળતી. સારી સારી સલાહો મળતી અને ત્યાં બેઠેલા ભાંજગડિયાઓ અનેક પ્રકારની ભાંજગડો કરી શુદ્ધ ન્યાય આપતા—લોકોના ટંટા ફીસાદને શાંત કરતા—એ બુદ્ધિહાટની પાસે આજની કોર્ટોની અને આજના ન્યાયાધીશોની કશી કિંમત ન જ અંકાય.

આ પ્રકારનું પાટણનું બજાર જગતભરમાં જડ-

વાનું નથી—એવું એ પાટણ વિદ્યા, કળા, વ્યાપાર અને ન્યાયનું મથક હતું.

એની ફરતો ઊંચા કાંગરાની કારીગરીથી દીપતો કેવો મોટો પ્રાકાર ! શાં એનાં પોળનાં ઉદાર દ્વાર ! એ કોટની ફરતી પાતાળ જેવી ઊંડી દીસતી મોટી ખાઈ જાણે કે સમુદ્રનો ભાઇ. ત્યાંના લોક જુઓ તો ભૂલો દેવલોક. **યથા રાજા તથા પ્રજા** અથવા **યથા પ્રજા તથા રાજા** એ કહેવત એ પાટણ માટે સોળેસોળ આના ખરી હતી.

---

૬

## પાટણનો રાજા અને પાટણમાં હેમચંદ્ર

એ પાટણનો નરેશ જાણે કે બીજો સુરેશ, ગણેશ કે દિનેશ; અચળતામાં નગેશ, અને સંપત્તિમાં ધનેશ એવો સિદ્ધરાજ જયસિંહ મહાપ્રતાપી હતો.

પંડિતોનો રસિક હતો, ઉદાર અને પ્રજાના ધર્મની મર્યાદાને જાણનારો હતો. તેની રાજસભામાં અનેક વાદીઓ, કવિઓ અને સાહિત્યરસિકોનાં આસનો પડયાં પાથર્યાં જ રહેતાં.

તે રાજાની રાજધાનીમાં, આચાર્ય હેમચંદ્ર ખંભાત બંદરથી નીકળી રસ્તામાં આવતાં ગામોને જગાડતા જગાડતા ઝપાટાબંધ, આવી પહોંચ્યા.

શ્રીજિનશાસનનો વિશ્વહિતકર અભ્યુદય, જૈન ધર્મને નામે દેશભરમાં પેસી ગયેલી નામર્દાઈનું નિષ્કાસન અને ગૂજરાતનો સર્વાંગીણ પુનરુદ્ધાર એ, આચાર્ય હેમચંદ્રનો જીવનમંત્ર હતો.

આ ધ્યેયની સાધના માટે હેમચંદ્રની તપશ્ચર્યા ચાલતી હતી. તેમનાં મન, વાણી અને કર્મ એ એક જ ધ્યેય તરફ સક્રિય હતાં. સંયમ, પ્રતિભા, આત્મતેજ, ઉદારતા, ગંભીરતા, મતભેદસહિષ્ણુતા, સર્વવ્યાપી અહિંસાવૃત્તિ અને વ્યવહારચાતુરી–એ બધું એ ધ્યેયની સાધના પૂરતું તેમણે ક્યારનુંય કેળવી લીધું હતું. હવે માત્ર શાહ કાલના પરિપાકની જોવાની હતી, તે પણ તેમણે નજીકમાં આવેલો દીઠો.

### હેમચંદ્ર અને સિદ્ધરાજનો સમાગમ

હાથી ઉપર બેસી એકવાર ફરવા નીકળેલા રસિક રાજા સિદ્ધરાજે રસ્તામાં એ પ્રતાપી પુરુષને જોયા. જોતાં જ તે પરીક્ષક ઝવેરી એ રત્નને પારખી ગયો. મનમાં ગણગણ્યો કે શી મધુરતા, કેવું અદ્ભુત તેજ, આશ્ચર્ય પમાડે તેવી કેવી નિર્ભયતા, જોતાં જ પ્રસાદ ઉપજે તેવી કેવી શાંત આકૃતિ! કેમ જાણે બીજેથી નિરાધાર થયેલા બધા ગુણો આ મુનિમાં જ આવીને વસ્યા ન હોય!

### હેમચંદ્રને રાજાની વિનતી

કદરશાળી રાજાએ પોતાનો હાથી ઊભો રાખ્યો. અને નિખાલસભાવે નમ્રતાપૂર્વક કહ્યું કે "મુનિરાજ ! ભલું પાટણ શોભાવ્યું. દર્શન કરી કૃતાર્થ થયો છું. કાંઇ કહેવા વિનંતી કરું તો ધીટ તો નહિ જ ગણાઉં. આપની વાણીસુધાનો સ્વાદ ચખાડશો ?"

### હેમચદ્રનુ કાવ્યચાતુર્ય

તક મળતા જ આ દક્ષ પુરુષ બોલ્યા—"હે સિદ્ધરાજ ! આ તારા ગજરાજને અશંકપણે આગળને આગળ ચલાવ, પૃથ્વીને ધારણ કરનારા દિગ્ગજો ભલેને ખળભળે. હવે તો સમસ્ત પૃથ્વીને તેં પોતે જ ધારણ કરી છે એથી એ દિગ્ગજોની પરવા પણ કોને છે ?"

### સિદ્ધરાજની વિદ્વત્સભામા હેમચંદ્ર

સાંભળતાં જ ચતુર અને મર્મજ્ઞ રાજા ખુબ સંતુષ્ટ થયો. તેણે આચાર્યને વિનંતી કરી કે "આપ રોજ બપોરે મારી વિદ્વત્સભામાં જરૂર પધારશો. હમણાં તો હું જરા વિનોદાર્થે બહાર જાઉં છું."

ત્યારથી આચાર્ય રાજસભામાં રોજ જઈ રાજા સિદ્ધરાજનો પરિચય કરવા લાગ્યા. અને આ રીતે તે બન્ને વચ્ચે ગાઢ મૈત્રી જામવા લાગી.

---

૭

## માલવદેશનો જ્ઞાનભંડાર અને રાજાનો તેજોવધ

માલવદેશને જીતીને રાજા સિદ્ધરાજે ત્યાં પોતાની આણુ વર્તાવી. ત્યાંનો પુસ્તકભંડાર રાજાની નજરે ચડતાં 'તેમાં શું શું છે?' તે જાણવા પોતાની જિજ્ઞાસાને તે રોકી શક્યો નહિ.

ગ્રંથપાલને પૂછતાં તેણે રાજાને જણાવ્યું કે— "મહારાજા! આ ભંડારમાં રાજા ભોજે બનાવેલું એક અદ્ભુત વ્યાકરણશાસ્ત્ર નામે 'ભોજવ્યાકરણ' છે. જે હમણાં દેશભરની પાઠશાળાઓમાં ચાલે છે, પાટણની પાઠશાળાઓમાં પણ આ જ વ્યાકરણ પ્રચલિત છે."

સાંભળતાં જ રાજા જરાક ઘવાયો; પણ પોતાનો મનોભાવ અપ્રગટ રાખી એ ભંડારના બીજા બીજા ગ્રંથોની માહિતી તેણે ગ્રંથપાલની પાસે માગી.

ગ્રંથપાલે કહ્યું: "મહારાજ ! એ વ્યાકરણ ઉપરાંત એ વિદ્વાન રાજા ભોજના બનાવેલા બીજા પણ અનેક ગ્રંથો આ ભંડારમાં છે–'સરસ્વતીકંઠાભરણ' નામનું અલંકારશાસ્ત્ર તે પ્રાજ્ઞ રાજાએ રચેલું અહીં છે, હાલમાં પઠનપાઠનમાં પણ તેનો જ અધિક પ્રચાર છે. આપ નામદારનું પારિતોષિક મેળવનારા અલંકારશાસ્ત્રના વિદ્યાર્થીઓ પણ રાજા ભોજના આ ગ્રંથને જ ભણે છે.

### માલવાના જ્ઞાનભંડારનો પરિચય
### અને હેમચંદ્રને તેની સોંપણી

રાજા વિશેષ ઉત્તેજિત થયો. ગ્રંથપાળે આગળ ચલાવ્યું. "એ ઉપરાંત બીજા ગ્રંથો–તર્કશાસ્ત્ર, ચિકિત્સા-શાસ્ત્ર, રાજસિદ્ધાંત, વૃક્ષાયુર્વેદ, વાસ્તુશાસ્ત્ર, ઉદયસિદ્ધિ અંકશાસ્ત્ર, શકુનશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર, સ્વપ્નશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર અને નિમિત્તશાસ્ત્ર વગેરેની પણ પ્રતીઓ આ ભંડારમાં છે."

રાજા બોલ્યો—"શું આ બધાં શાસ્ત્રો પણ એ રાજા ભોજનાં બનાવેલાં છે ?" ગ્રંથપાલે કહ્યું—"ના, મહારાજ ! એ બધાં નહિ; પણ એમાંનાં

કેટલાંક તે પંડિત રાજાએ બનાવેલાં છે. અને બીજાં કેટલાંક અન્ય અન્ય વિદ્વાનોએ રચેલાં છે.

એ આખોય ભંડાર પાટણમાં લઈ જવા અને આચાર્ય હેમચંદ્રને સોંપવા રાજાએ ગ્રંથપાલને હુકમ કર્યો.

સિદ્ધરાજ માલવાથી પાછો ફરી પાટણ આવી તો પહોંચ્યો; પણ 'વિદ્વાન રાજા ભોજની પાસે પોતે કોણમાત્ર !' એવા ઉદ્વેગને લીધે તે તુરત જ બહાર ન નીકળી શક્યો.

રાજાની ચિંતા

પોતાની રાજસભાનું વર્ચસ્વ લેનારા પંડિતોમાં તેને કોઈ એવો નજરે ન ચડ્યો જે તેના આ ઉદ્વેગને શમાવે; અને દેશભરની પાઠશાળાઓમાં અને વિદ્યાર્થીઓમાં પાટણની પ્રતિષ્ઠા વધારે.

હેમચંદ્ર તો હજુ નવા જ મિત્ર હતા, તેની સાથે આ વાત ચર્ચાય કેમ ?

## ૮

## રાજાનું મન પારખનાર હેમચંદ્ર

'રાજા ભોજ મોટો પંડિત, મોટો વૈયાકરણ, મોટો રસશાસ્ત્રી ત્યારે હું તેમાંનું કાંઈ જ નહિ? એ વિચાર તેને ભારે મુંઝવતો હતો. એ અરસામાં એક-વાર રાજસભામાં આવતાં જ સૌથી પ્રથમ તેને આચાર્ય હેમચંદ્રનો ભેટો થયો.

રાજાના મુખ ઉપરની ગ્લાનિ આચાર્ય તેને જોતાં જ પામી ગયા; અને અનાયાસે જ તેમણે રાજાને જણાવ્યું:

“મહારાજ ! આપણી પાઠશાળાઓમાં આપણું પોતાનું વ્યાકરણશાસ્ત્ર અને આપણું પોતાનું અલં-

કારશાસ્ત્ર ન હોવાથી આપણા વિદ્યાર્થીઓને પરાયું વ્યાકરણ અને પરાયું અલંકારશાસ્ત્ર ભણવું પડે છે તે કેવું કહેવાય ? એક તો પરાયાં શાસ્ત્ર અને તે પણ અધુરાં, શીખવામાં દુર્બોધ, શીખ્યા પછી પણ સારી વ્યુત્પત્તિ ન થાય તેવાં. આથી તો મહારાજ ! આપણા વિદ્યાર્થીઓની શક્તિ ઘસાઈ જાય, વિદ્યાર્થીઓ દુર્બળ થાય અને રાજ્યની પાઠશાળાઓ ભવિષ્યમાં બળવાન વિદ્યાર્થીઓ તૈયાર કરવાના સંકલ્પથી સ્થપાએલી છે, તેનો ઉદ્દેશ સરે નહિ અને ખર્ચ પણ લેખે ન લાગે. વળી એમાં આપણા પાટણની પ્રતિષ્ઠા પણ શી ? ”

આ સાંભળતાં જ સિદ્ધરાજને જાણે આંચકો લાગ્યો હોય તેમ થયું. તે પોતાના મુખ ઉપર સંતોષની છાયા લાવીને બોલ્યો—“ આચાર્યવર ! ભલા, ખરેખરા મનપારખુ છો. માળવાનો ભંડાર જોયા પછી મારા મનમાં પણ એ જ આંદોલનો ચાલી રહ્યાં છે.

ગ્રંથો રચવા રાજાની હેમચંદ્રને વિનંતિ

“ એ ભંડાર તમારી પાસે આવી ગયો છે ? મુનિવર ! હું કોઈ વૈયાકરણ નથી તેમ હું કોઈ રસશાસ્ત્રી નથી–એ ખરું છે; પણ તમારા જેવાના સહકારથી આપણા ગુજરાતમાં અનેક વૈયાકરણો અને રસશાસ્ત્રીઓને સર્જી શકું તેમ છું. કહો ત્યારે. છે તમારો

સહકાર ! હું તો કહું છું કે તમે પોતે જ એક સર્વાંગસુંદર વ્યાકરણ, અલંકારશાસ્ત્ર, છંદઃશાસ્ત્ર અને શબ્દકોશ બનાવી આ ગૂજરાતના પાણિની, મમ્મટ, પિંગલાચાર્ય અને અમરસિંહ કેમ ન બનો ?

"મને તો લાગ્યા કરે છે કે તમે ગૂજરાતના વિદ્યાગુરુ થઈ ગૂજરાતની એ ખોટ જરૂર દૂર કરશો. સાધુવર ! સાધન-સામગ્રીની જરા પણ ઊણપ નહિ આવવા દઉં. તે માટે જે કહેશો તે તૈયારી કરી આપીશ. કહો, કહો; શું કહો છો. મુનિજી ! તમારા સિવાય બીજા ઉપર મારું મન ઠરતું નથી.

"તમારી એ બધી કૃતિયો તૈયાર થયે તેનો પ્રચાર કરવો મારા હાથમાં છે. માટે હવે તમે એ પુણ્ય પ્રવૃત્તિ શીઘ્ર શરૂ કરો એ જ મારી પહેલી અને છેલ્લી તમને વિનંતી છે."

---

## ૯

## ગૂજરાતની સેવા

આચાર્યે કહ્યું—"મહારાજ ! ગૂજરાતની સેવા માટે તો આ ભેખ લીધો છે. તમે ગૂજરાતના અક્ષરદેહની ચિંતા કરો છો તે છે તો બરાબર; પણ મહારાજ ! હું તો ગૂજરાતના સ્થૂલદેહને જોઈ જોઇને ચિંતાથી દાઝી રહ્યો છું.

"આપણા વિદ્યાર્થીઓનાં અને વિદ્યાર્થિનીઓનાં માયકાંગલાં શરીર ગૂજરાતને પોતાને આંગણે શી રીતે ટકાવી શકશે ! વિદ્યાબળ જેટલી જ શરીરબળની જરૂર છે તે આપ ક્ષત્રિય હોઈને સમજો જ છો.

"દેશની રક્ષા બાહુતી સેના કરતાં પ્રજાસેના ઉપર જ અવલંબે છે. શસ્ત્રવિદ્યા, અસ્ત્રવિદ્યા,

યુદ્ધવિદ્યા, વ્યૂહરચનાકૌશલ, પટાબાજી, નિર્ભયતા, બ્રહ્મવિદ્યા, વ્યવહારવિદ્યા અને પાંડિત્ય વગેરેની તાલિમ આપણી પાઠશાળાઓમાં આવશ્યક જ હોવી જોઈએ.

"આ માટે આપ સેનાપતિની અને શિષ્ટપંડિતોની સલાહથી યોગ્ય અભ્યાસક્રમ નક્કી કરો અને તે પ્રમાણે ગૂજરાતભરની પાઠશાળાઓમાં તેનો શીઘ્ર અમલ થાય તેવી વ્યવસ્થા કરો.

ગૂજરાતની દુર્દશા તરફ હેમચંદ્રે ખેંચેલું રાજાનું ધ્યાન

"મહારાજ! ગૂજરાતની લીલી વાડી, ગૂજરાતની કામધેનુ જેવી રસાળભૂમિ; ગૂજરાતનો કલ્પવૃક્ષ જેવો ઉદ્યોગધંધો અને સંપત્તિને વધારનારૂં ગૂજરાતનું વહાણવટું–એ બધું એટલું બધું આકર્ષક છે કે તેને જોતાં જ ભલભલા ન્યાયશાલી દેશી કે વિદેશી રાજાઓનાં મનમાં ગલગલિયાં થવાનાં. આપણી આ આબાદીને કાયમ ટકાવવા આપણે પણ કોઈવાર લીલાં માથાં વધેરાવવાં પડશે.

"આખા દેશમાં એવા કોઇ સાચા અહિંસક ભડવીરો નથી કે જેનાં ચારિત્ર, બ્રહ્મતેજ અને સંયમ આગળ પેલા ઉદ્ધત વિજેતાઓ ઓગળી જાય; અને જ્યાંસુધી આપણે એવા બુદ્ધ અને મહાવીર જેવા

સંખ્યાબંધ ભડવીરો ન પેદા કરી શકીએ ત્યાંસુધી આપણું સંરક્ષણ પિતામહે કહેલી યુદ્ધવિદ્યા જ છે.

"આપણે કોઈ બીજાનું એક તણખલું પણ ન છીનવી લઈએ એ બરાબર છે; પણ આપણી આ માતાને જ્યારે કોઇ ભાનભૂલ્યો લોભીઓ ભ્રષ્ટ કરવા આવે ત્યારે આપણે પૂરૂં પાણી ન બતાવી શકીએ અને વેદવિદ્યાની મોટી મોટી વાતો કરીએ, કર્મ-વિદ્યાનું ગંભીર તત્ત્વજ્ઞાન ડોહોળ્યા કરીએ તો તે વખતે માતાના જે હાલ થાય તે વિચારતાં જ હું તો થરથરી જાઉં છું !

હેમચંદ્રે ચીતરેલી ગૂજરાતની બાવી દુર્દશા

"હુ જે આ વાત કરૂં છું તે વૈદિક ધર્મની અને જૈન ધર્મની અહિંસાને બરાબર સમજીને કરૂં છું; અને એક જૈનાચાર્ય તરીકેની કહેવાની મારી ચોકખી ફરજ સમજીને કહું છું. મહારાજ ! શ્રી-સોમનાથના મંદિરની દુર્દશા જોઈને મારા કાન ઉપર તો એ લોભીઆઓના ઘોડાના ડાબલાના પડઘા આજથી જ આવ્યા કરે છે.

"આપણે નહિ ચેતીએ અને આ યુવાનવર્ગ જે દેશનું હીર છે તેને એક જૂથમાં વાળી બરાબર મજૂત નહિ રાખીએ તો જ્યારે ત્યારે આપણે પડવાના છીએ.

"અમારા જૈનો અને આ બ્રાહ્મણો પોતપોતાની મર્યાદા પ્રમાણેની શુદ્ધ અહિંસાને નહિ સમજી શકવાથી જ દેશની પ્રજા નિર્બળ, ભીરુ અને ઘડી ઘડીમાં અંગતસ્વાર્થને સારુ તેજ ગુમાવે એવી થઈ ગઈ છે.

"મહારાજ! અહિંસાનું સ્વરૂપ, વ્યવહાર અને તત્ત્વજ્ઞાન સાથેનો તેનો સંબંધ અને મનુષ્યજીવનમાં તેની મર્યાદા એ વિષે હમણાં લાંબું વિવેચન કરી શકાય નહિ; પણ એ બાબત આપને અને પ્રજાને કોઈ બીજે વખતે બરાબર જરૂર સમજાવીશ. આ વસ્તુ ઘણા દિવસો પહેલાં કહેવી જરૂરી હતી; પણ પ્રસંગ મળતાં જ આજે આપની પાસે નિવેદું છું. મહારાજ! માતા ગૂજરાતને ઉગારવા અને તેના વિદ્યાદેહને વધારવા પહેલું, તેનું શરીરબળ જ મજબૂત થવું ઘટે.

"વિદ્યાર્થીઓની બુદ્ધિશક્તિને વધારે અને વ્યુત્પત્તિને ખીલવે એવાં સર્વાંગસુંદર વ્યાકરણ, અલંકાર-શાસ્ત્ર, છંદશાસ્ત્ર, શબ્દકોશ અને ન્યાયશાસ્ત્ર એ બધું હું ઘણી ખુશીથી તૈયાર કરી આપીશ. એ બધાંની રચના માટે કેટલીક સામગ્રી આપણી પાસે છે અને કેટલીક કાશ્મીર વગેરે અન્યદેશોમાંથી મંગાવવાની છે. મહારાજ! તે બાબત તમે તદ્દન નિશ્ચિંત રહેશો.

"મારું બ્રાહ્મણનું કામ હું સત્વર પૂરું કરી નાખીશ; પણ તમે તમારું ક્ષત્રિયનું કામ રખેને વીસરી જતા! સુજ્ઞેષુ કિં બહુના ?"

આચાર્યનું જવાબદારી સાથેનું દિવ્યદૃષ્ટિપૂર્ણ ભાષણ સાંભળી સિદ્ધરાજ તો મંત્રમુગ્ધ જ થઈ ગયો.

———

## ૧૦

## હેમચંદ્રનું ચમકતું તેજ

આચાર્યશ્રી આશીર્વાદ આપી ઉઠતા'તા ત્યાં રાજાએ ગૂર્જરાતના વિદ્યાધિકારીને કહ્યું કે "આચાર્યજી જે જે સામગ્રી માગે તેની એક સવિસ્તર નોંધ કરી લ્યો અને તે તેમને સત્વર પૂરી પાડો—જરા પણ વિલંબ ન કરો."

આચાર્યનું તેજ વધતું જોઈ કેટલાએ દાંત કરડ્યા, કેટલાક મનમાં બળી ઊઠ્યા; પણ સાચા પ્રખર તેજ પાસે સૌ સમસમી રહ્યા. બીજું થાય પણ શું ?

### હેમચંદ્રના કહ્યા પ્રમાણે વિદ્યાધિકારીએ મંગાવેલા ગ્રંથો

વિદ્યાધિકારીએ તાબડતોબ કાશ્મીર તરફ ખેપીયા મોકલ્યા; અને ચંદ્રગોમી, શાકટાયન, આપિશલિ, ઉત્પલ, હરિ અને ક્ષીરસ્વામી વગેરેએ કરેલાં અનેક

વ્યાકરણો મોકલવા ત્યાંના વિદ્યાધિકારીને લખી જણાવ્યું.

તે સમય તાર ટપાલનો ન હતો; છતાં તે વેગવંત ખેપિયાઓએ છ મહિનામાં તો આચાર્યે મંગાવેલી દરેક સામગ્રી કાશ્મીરથી પાટણ પહોંચતી કરી દીધી.

### હેમચંદ્રનો વિશાળ મઠ

હમણા હેમચંદ્રનો મઠ માત્ર જૈનમઠ ન હતો પણ આખા ગૂજરાતનો મઠ હતો. ત્યાં અનેક લહિયાઓ લખ્યા જ કરતા; કેટલાય શાહી બનાવનારા શાહીઓ ઘુંટયા કરતા; અને લહિયાઓ વચ્ચે બેસી આચાર્ય નવું નવું સાહિત્ય લખાવ્યે જતા.

હિમાલયમાંથી વહેતા ગંગાના પ્રવાહની જેમ આચાર્યના મુખમાંથી સરસ્વતીનો પ્રવાહ વહ્યા જ કરતો. વર્ષ સવા વર્ષ જેટલા ગાળામાં તો આચાર્યે નવું વ્યાકરણ તૈયાર કરી નાંખ્યું.

એક વાર ફરી તેનું સંશોધન થયું. વ્યાકરણનાં મૂળસૂત્રો, વૃત્તિ અને વિવેચન બધું તૈયાર થયું. ધાતુપાઠ, ગણપાઠ, ઉણાદિ, લિંગાનુશાસન એ બધાં વ્યાકરણનાં અંગો પણ રચાઈ ગયાં; અને ગૂજરાતના તે પ્રધાન વ્યાકરણની સંખ્યાબંધ નકલો લખાવા માંડી.

વ્યાકરણની પૂર્ણ રચના અને પ્રતિષ્ઠા

ગૂજરાતના ધરણીધર સિદ્ધરાજને 'સિદ્ધહેમ' વ્યાકરણની પૂર્ણ રચનાના સમાચાર મળતાં જ તે વિશેષ વિશેષ હરખાયો. અને તેણે પોતે રાજ્યના ત્રણસેં લહિયાઓ રોકી તે વ્યાકરણની હજારો નકલો કરાવવા માંડી.

વિદ્યાનો મહિમા જાણનાર એ રાજાએ સિદ્ધહેમની નકલોને હાથી ઉપર પધરાવી આખા પાટણમાં વાજતે ગાજતે ફેરવી અને એ નવા વ્યાકરણની જાહેરાત કરી.

પોતાને ત્યા એક મોટું વિદ્યાલય સ્થાપ્યું. તેમાં ગૂજરાતનું શરીરબળ અને વિદ્યાબળ વધે તેવી પાકી યોજના કરી અને યુદ્ધશિક્ષણ તો સર્વ વિદ્યાર્થીઓ માટે અનિવાર્ય રાખ્યું.

એ વિદ્યાલયમાં ભાષાજ્ઞાન માટે આ નવીન વ્યાકરણનો અભ્યાસ શરૂ કરાવ્યો. તેના અધ્યાપક તરીકે પ્રખર વૈયાકરણ કાકલ કાયસ્થને નીમ્યો અને અન્ય અન્ય વિષયના અભ્યાસ માટે પણ તે તે વિષયના નિષ્ણાત પુરુષોને યોજ્યા—આમ કરીને તેણે આચાર્યની યોજનાને અમલમાં મૂકવા હિમ્મતપૂર્વક શરૂઆત કરી.

કેટલાક ધર્મઘેલા જૈનો અને બ્રાહ્મણો 'અમારાં છોકરાંઓને લડવા ક્યાં જવું છે ?' એમ કહી કહીને

બબડવા લાગ્યા, પણ આખરે રાજસત્તા પાસે સૌને નમવું જ પડ્યું.

પ્રથમ પાટણમાં અને પછી બીજા બીજા નગરોમાં પણ રાજા સિદ્ધરાજે એવાં અનેક વિદ્યાલયો સ્થાપ્યાં; અને ગૂજરાતના નિર્બળ દેહને સબળ કરવા બરાબર ધ્યાન આપ્યું. ખંભાતનો સૂબો ખરો જૈન ઉદયન પણ આ યોજનાથી પ્રસન્ન હતો.

———

## ૧૧

## રાજાનો વિદ્યાપ્રેમ

પાટણના વિદ્યાલયમાં ભણનારા વિદ્યાર્થીઓને વિશેષ ઉત્સાહિત કરવા રાજા પોતે વિદ્યાલયમાં અવારનવાર આવતા રહેતા અને આચાર્ય તો ઘણીવાર આવ્યા જ કરતા.

ભણતરકુશળ અને યુદ્ધપટુ વિદ્યાર્થીઓ માટે કેટલીએ શિષ્યવૃત્તિઓ અને પારિતોષિકોની વ્યવસ્થા હતી. નવા સિદ્ધહેમ વ્યાકરણનો બંગાળ, મહારાષ્ટ્ર, માળવા વગેરે દેશોમાં પ્રચાર કરવા ત્યાંની પાઠશાલાઓમાં આ નવા વ્યાકરણની અનેક નકલો મોકલી આપી અને એને ભણનારાઓ વિશેષ પ્રોત્સાહિત થાય એવી વ્યવસ્થા પણ બાંધી આપી.

એ રીતે એ 'સિદ્ધહેમ' વ્યાકરણે રાજા સિદ્ધરાજ અને આચાર્ય હેમચંદ્રની અક્ષરકીર્તિ દેશભરમાં ફેલાવી દીધી. તે બન્નેને વિદ્યાર્થીઓના અનેક આશીર્વાદો મળ્યા; અને ગૂજરાતભરમાં તો હવે બીજાના વ્યાકરણની ઓશિયાળ નિર્મૂળ થઈ ગઈ. પછી તો સૂરિજી સાહિત્યનિર્માણના જ કામમાં પડ્યા.

શ્રીમંત મહારાજા અને વ્યાકરણનો ઉદ્ધાર

સૂરિજીએ નવું જે વ્યાકરણ રચ્યું છે તેની જોડનું બીજું કોઈ વ્યાકરણ જ નથી. પાણિનિ વગેરેનાં વ્યાકરણો પ્રાચીન ભલે રહ્યા; પણ આ સિદ્ધહેમની સરખામણીમાં એ બધાં વિશેષ દુર્બોધ છે અને વિદ્યાર્થીઓની અમૂલ્ય શક્તિને ઘસી નાખે તેવાં છે.

રાજા સિદ્ધરાજની જેમ આપણા શ્રીમંત મહારાજા આ વ્યાકરણનો પુનરુદ્ધાર કરવાનું મન ઉપર લેશે તો સંસ્કૃત ભણનારો ગૂજરાતનો વિદ્યાર્થી શક્તિના અમાપ ઘસારામાથી તો બચી જ જશે.

એ વ્યાકરણમાં સંસ્કૃત ભાષા ઉપરાંત વ્યાપક પ્રાકૃત ભાષાનું, જૈન-આર્ષ-પ્રાકૃતનું, શૌરસેની માગધી પૈશાચી નામે જાણીતી અને નાટકોમાં વપરાતી પ્રાંતિક ભાષાઓનું અને આચાર્યના સમય સુધીમા સ્થિર-સ્વરૂપને પામેલી અપભ્રંશ-પ્રાચીન ગૂજરાતી-ભાષાનું પણ વ્યાકરણ સમાએલું છે એટલે ગૂજરાતીભાષાની

વ્યુત્પત્તિ અને બીજી ભાષાઓના ઇતિહાસ શીખનારને માટે વર્તમાનમાં તેના જેવું એક પણ સફળ સાધન નથી.

### હેમચંદ્રના ગ્રંથો

પાણિનિએ પોતાના આઠમા અધ્યાયમાં જેમ વૈદિક વ્યાકરણને યોજ્યું છે તેમ ગૂજરાતના આ પાણિનિ હેમચંદ્રે સિદ્ધહેમના આઠમા અધ્યાયમાં એ બધું સરસ સંદર્ભપૂર્વક ગોઠવેલું છે.

આ સાંગોપાંગ વ્યાકરણ ઉપરાંત એ વિદ્યારસિક અને ગૂજરાતની અસ્મિતા જગાડનાર આચાર્યે 'અભિધાનચિંતામણિ' નામનો-ટીકાવાળો-એક મોટો શબ્દકોષ, 'વૈદ્યક નિઘંટુ' 'દેશીનામમાલા' દેશીભાષાનો શબ્દકોશ, 'ધાતુપારાયણ' અલંકારના જિજ્ઞાસુઓ માટે મોટી ટીકાવાળું 'કાવ્યાનુશાસન' છંદના અભ્યાસ માટે પૂર્વે કોઇએ નહિ બનાવેલુ તેવું 'છંદોનુશાસન' અને ઇતિહાસના જિજ્ઞાસુઓ માટે ચાવડા અને સોલંકી વંશના ઇતિહાસથી ભરપૂર 'દ્વયાશ્રય મહાકાવ્ય' સંસ્કૃત અને પ્રાકૃતાદિ બધી ભાષામાં બનાવીને ગૂજરાતને ભારે ઋણી કર્યું છે. એટલુ જ નહિ પણ તે વખતનું ગૂજરાતનું ગ્રંથદારિદ્રય ચૂરી નાખ્યું છે.

### ગૂજરાતીઓની બેદરકારી

એમણે રચેલા કેટલાક અપૂર્વ ગ્રંથો તો આજે મળતા પણ નથી એ આજના ગૂજરાતીને શરમાવનારૂં નથી ? જે મહાપુરુષે અનેક ગ્રથો લખી ગૂજરાતની,

ગૂજરાતના રાજાની અને વિદ્યાની પ્રતિષ્ઠા વધારી તેમના ગ્રંથોને જતનથી જાળવી- સાચવી- સંભાળી રાખવા જેટલું પણ સામર્થ્ય આજના આ બેકદર ગૂજરાતીએ ખોઇ નાખ્યું છે, એટલું જ નહિ પણ આ જૈનનામ-ધારીઓ-જેઓ તેમના પાકા અનુયાયી હોવાનો ફાંકો રાખે છે તેમને પણ તેની ક્યાં પડી છે?

હા. એટલું ખરૂં. આચાર્યને નામે બે નગારાં, બે સરણાઈઓ જેનો જરૂર વગડાવવાના અને કોકવાર મોઢાં પણ મીઠાં કરવાનાં, પણ તેમની અક્ષરસંપત્તિ ક્યાં કેમ દટાઈ છે તેનો ભાવ સરખો પણ પૂછશે ખરા?

---

૯

## રાજસમાગમ

સાહિત્યનિર્માણની પ્રવૃત્તિમાં ગુંથાએલા પણ આચાર્ય વખતોવખત સિદ્ધરાજની મુલાકાત લેવાનું ચૂકતા નહિ. હવે તો એ બે વચ્ચેની મૈત્રી ગાઢ થતી જતી હતી. તેમણે એકબીજાને બરાબર ઓળખી લીધા હતા; અને પ્રજાને મન રાજા અને આચાર્ય આખા ગૂજરાતની જમણી ડાબી આંખની કીકી જેવા થઈ પડ્યા.

### હેમચંદ્રના કેટલાક વિદ્વેષીઓ

ચોમાસામાં જ્યારે બધી વનસ્પતિઓ આંખને ઠારે એવી લીલીછમ થાય છે ત્યારે એક માત્ર જવાસો આંખને અળખામણો લાગે એવી રીતે બળતો જણાય છે.

રાજકુલમાં આ આચાર્યની પ્રતિષ્ઠા જેમ જેમ જામતી ગઈ તેમતેમ જવાસા જેવા કેટલાય બળતરીયા—અકારણ વિરોધીઓ બળવા લાગ્યા અને લાગ પડયે રાજાને પણ ઊંધુંચત્તું ભરાવીને આચાર્યનો પગ ખસેડવાનું પાણીવલોણું કરવા પણ ભૂલેલા નહિ.

મકર્ણ રાજા

રાજા ભાગ્યેજ 'મકર્ણ' હોય છે; પણ ખાસ આ આચાર્ય માટે રાજા તેમાં અપવાદ હતો. એથી એ જવાસાઓનું તેની પાસે ઘણું ઓછું ચાલતું. પરંતુ રાજા પરીક્ષક તો પૂરો હતો એટલે આચાર્યની તે પૂરેપૂરી કસોટી કરીને જ કોઈ પણ નિર્ણય કરતો.

જૈન પાંડવોની કથા અને બ્રાહ્મણોનું અપમાન

એકવાર આચાર્ય જૈનગ્રંથોને આધારે પાંડવોની કથા કરતા હતા તેમાં એમ આવ્યું કે પાંડવોએ જૈનદીક્ષા લીધેલી અને તેઓ જૈનદીક્ષાદ્વારા સાધના કરતાં કરતાં નિર્વાણ પામેલા.

આ સાંભળીને ત્યા બેઠેલા કોઈ જવાસા વધારે સળગી ઊઠયા અને કહેવા લાગ્યા કે 'આચાર્યનું એ કથન તદ્દન મિથ્યા છે. મહાભારતમાં પાંડવોનું જે વર્ણન આવે છે તે જ ખરું છે. તેમાં મહર્ષિ વેદવ્યાસે તેમને શૈવીદીક્ષાવાળા વર્ણવ્યા છે અને હિમાલયમાં તેમનું નિર્વાણ બતાવેલું છે'

આ જવાસાઓએ આ વાતને મોટું રૂપ આપી પાટણભરમાં ઢોલ વગડાવ્યો કે આચાર્ય મહાભારત જેવા પ્રાચીન અને પવિત્ર ગ્રંથની અવગણના કરે છે; અને એમ કરીને બ્રાહ્મણધર્મનું અપમાન કરવાનો તેમનો ઈરાદો છે. પછી તો બ્રાહ્મણો પણ ઊંચાનીચા થવા લાગ્યા અને વાત વધુ થઈ પડી. ઠેઠ રાજાના કાન સુધી પણ પહોંચી ગઈ.

### રાજાનુ સમાધાન

રાજા ઉપર પણ મહાભારતના પ્રબળ સંસ્કારો હતા અને તેની ભક્તિ મહાભારત પ્રતિ કાંઈ ઓછી ન હતી. આ તરફ બ્રાહ્મણોનો તોફાની અને ઈર્ષ્યાળુ-વર્ગ પાટણમાં ભારે અશાંતિ ફેલાવી રહ્યો હતો, મહાભારતની ભક્તિને બહાને પ્રજાને ઉશ્કેરી રહ્યો હતો અને આ તરફ આચાર્ય પોતાનું ન્યાયી વચન ઉચ્ચારી રહ્યા હતા.

આનો તોડ કાઢયા વિના બ્રાહ્મણો શમે તેવા ન હતા અને આચાર્ય પણ રાજાની આ સ્થિતિ કળી ગયા હતા એટલે તેઓ જાતે આવીને રાજાને ગુપ્ત મંત્રણાગૃહમાં મળી ગયા. તેમના મનનુ સરસ સમાધાન કર્યું અને સાથે જણાવ્યું કે એક મોટી પ્રજાપરિષદમાં આ વસ્તુ જાહેર થાય તો હવે પછી આવો ખોટો ખળભળાટ ફરી વાર ન ઊઠવા પામે.

---

## ૧૩

## મહાભારતની પાંડવકથાનો અને જૈન પાંડવકથાનો પ્રજા સમક્ષ કરેલો ઘટસ્ફોટ

રાજાએ પાટણના વિશાળ ચોકમાં એક મોટો સામિયાનો ખડો કરાવ્યો અને તેમાં બ્રાહ્મણ, અબ્રાહ્મણ બધા પંડિતો અને આમ પ્રજાને આવવાનો ઢંઢેરો પીટાવ્યો; અને સાથે પેલા ફરીયાદી જવાસાઓને પણ ખાસ બોલાવી અઆસને બેસાર્યા તથા ફરીયાદી તરીકે તેમને જ પહેલું બોલવાનું જણાવ્યું.

એક જવાસાએ કહ્યું–આ આચાર્ય શ્રીમહા-ભારતનું અપમાન કરે છે. બીજો બોલ્યો–'પાંડવો જૈનો હતા જ કયે દહાડે? તેઓ બ્રાહ્મણ ધર્મી હતા, શૈવ હતા અને હિમાલયમાં અંત–નિર્વાણ–પામ્યા હતા એમ મહાભારતનું પ્રામાણિક વચન છે ત્યારે આ આચાર્ય તો કહે છે કે તેઓ જૈનો હતા અને જૈન દીક્ષાદ્વારા જ

બ્રહ્મસાયુજ્ય પામ્યા હતા. કેટલો બધો વિરોધ, કેટલું બધું જુઠાણું અને બ્રાહ્મણધર્મનું કેટલું બધું હડહડતું અપમાન !"

રાજાની સમ્મતિથી આચાર્ય બહુ ગંભીરતાથી બોલ્યા—"મહારાજ અને પ્રજાજનો તથા શિષ્ટ બ્રાહ્મણપંડિતો ! આ જગત કાંઈ આજકાલનું નથી; તેનો પ્રવાહ અનાદિકાળથી ચાલ્યા જ કરે છે. એવા અનંત પ્રવાહવાળા જગતમાં સરખે સરખી આકૃતિના મનુષ્યો, સરખે સરખી આકૃતિના બીજા પદાર્થો અને સરખે સરખાં નામ અને ગોત્રવાળા એક કરતાં વધુ માણસો હોય છે, થઈ ગયા છે અને હંમેશાં રહેવાનાં છે એ કાંઈ નવાઈની હકીકત નથી. જગતનો પ્રવાહ જોતાં કોઈ એમ કહે કે 'હેમચંદ્ર' નામ તદ્દન નવું જ છે કોઈ વાર ન હતું, તો તે તદ્દન ખોટું છે. આ સભામાંથી જ આનો પ્રત્યક્ષ પુરાવો મેળવી શકાય એમ છે.

"હું નમ્રતાથી કહું છું કે આ સભામાં જેમનાં નામ હેમચંદ્ર અને સિદ્ધરાજ તથા અર્જુન, યુધિષ્ઠિર, ભીમ વગેરે હોય તેઓ ક્રમવાર પોત પોતાના હાથ ઊંચા કરે. મહારાજ ! જુઓ અને ગણો હેમચંદ્ર કેટલા છે, સિદ્ધરાજ કેટલા છે, યુધિષ્ઠિર કેટલા છે, અર્જુન કેટલા છે અને ભીમ

કેટલા છે? શું જેટલા હેમચંદ્ર છે તે બધા એક જાતના છે? ના ના, એમાં કોઈ બ્રાહ્મણ છે, કોઈ કાયસ્થ છે, કોઈ વાણિયા છે અને કોઈ કણબી-ખેડુ પણ છે.

"તે જ પ્રમાણે મહાભારતના પાંડવો જુદા છે અને જૈન કથાના પાંડવો પણ જુદા છે. જૈનગ્રંથોમાં જે પાંડવોની કથા આવે છે તેઓ નામે અને ગોત્રે કરીને ભલે મહાભારતના પાંડવોની સમાન હોય અને મહાભારતમાં જે પાંડવોની કથા આવે છે તેઓ પણ નામે અને ગોત્રે ભલે જૈનકથાના પાંડવોને મળતા આવતા હોય પણ ખરી રીતે તે બન્ને જુદા જુદા છે. એથી જૈનકથાના પાંડવો જૈન હતા અને મહાભારતની કથાના પાંડવો બ્રાહ્મણધર્મી હતા એમ કહેવું લેશ પણ અસત્ય નથી, અપ્રામાણિક નથી."

વચમાં જ એક જવાસો બોલી ઊઠ્યો—"ખોટું, ખોટું, ખોટું. એ તો આચાર્યે પોતાના બચાવની યુક્તિ બતાવી. પણ એ માટે પ્રમાણ શું? પ્રમાણ સિવાય આ પરિષદ તમારી આ હિકમતને નહિ જ માને."

આચાર્ય બોલ્યા—ભાઈ, ઉતાવળ શા માટે કરો છો? પ્રમાણ જ કહેવાનો હતો, તે પણ જૈનશાસ્ત્રનું નહિ કિંતુ મહાભારતનું. તમોને યાદ હોય તો

મહાભારતમાં ગાંગેયનું એક આખ્યાન આવે છે. તેમાં શ્રીગાંગેય પોતાને શ્રીમુખે પોતાના પરિવારને જણાવે છે કે—'યુદ્ધમાં મારા પ્રાણનો અંત થાય તો મારો અગ્નિસંસ્કાર ત્યાં કરવો જ્યાં કોઈનો પણ અગ્નિસંસ્કાર ન થએલો હોય.' આગળ ચાલતાં યુદ્ધમાં શ્રીગાંગેય પ્રાણમુક્ત થયા ત્યારે તેમનું શબ ઉપાડીને તેમના પરિવારના લોકો એક એવા પર્વતના ઊંચામાં ઊંચા શિખર ઉપર જઈ પહોંચ્યા કે જ્યાં મનુષ્યનો પગસંચાર જ ન હતો. એ સ્થાન તેમને કોઈનો પણ ત્યાં અગ્નિસંસ્કાર ન થયો હોય તેવું લાગ્યું એટલે શ્રીગાંગેયનું શબ તેમણે એ શિખર ઉપર ઉતાર્યું. ત્યાં તો આકાશ-વાણી થઈ કે—

अत्र भीष्मशत दग्ध पाण्डवानां शतत्रयम् ।
द्रोणाचार्यसहस्रं तु कर्णसंख्या न विद्यते ॥

[અર્થાત્ અહીં તો સો ભીષ્મોનો, ત્રણસો પાંડવોનો, હજાર દ્રોણાચાર્યનો અને જેમની સંખ્યા નથી એવા કેટલાય કર્ણોનો અગ્નિસંસ્કાર થએલો છે.]

આ સાંભળતાં જ પેલા શબવાહીઓના અચંબાનો પાર ન રહ્યો."

અહીં આચાર્ય હેમચંદ્રે મહાભારતના ઉપર્યુક્ત શ્લોક તરફ બ્રાહ્મણભાઈઓનું ખાસ ધ્યાન ખેંચ્યું અને જણાવ્યું કે "મહાભારતના જ ઉલ્લેખ પ્રમાણે સો

ભીષ્મો થયા છે, ત્રણસેં પાંડવો થયા છે, હજાર દ્રોણ થયા છે અને કર્ણ તો એટલા બધા થયા છે કે તેનો પાર જ નથી. તો પછી જૈનગ્રંથોમાં વર્ણવેલા પાંડવો જૈન હોય અને મહાભારતમાં ગવાએલા પાંડવો બ્રાહ્મણધર્મી હોય એમાં વિરોધ ક્યાં છે?

"વળી, જેમ પાંડવોની પ્રતિમાઓ આપણા કેદારતીર્થમાં છે તેમ તેમની પ્રતિમાઓ જૈનોના શત્રુંજય પર્વત ઉપર અને નાસિકના ચંદ્રપ્રભના જૈનદેવાલયમાં પણ છે.

"માટે જેને જ્યાં ગમે ત્યાં શ્રદ્ધા લાવે અને ગુણનું આચરણ કરે. જ્યાં પ્રગટ સદાચાર છે ત્યાં જ ધર્મ છે. આ સ્મૃતિવાદીઓ અને વેદવિશારદો પણ એમ જ કહેશે. ગંગા કાંઈ કોઈના બાપની નથી, તેમાં બધાય સ્નાન કરીને પાવન અને શીતળ થઈ શકે છે."

રાજાનો ન્યાય

આ સાંભળીને રાજા બોલ્યા—"આ જૈનાચાર્ય કહે છે તે અક્ષરશઃ સત્ય છે. ન્યાય તો થઈ ગયો છે; છતાં હે ફરિયાદી બ્રાહ્મણો! તમારે આ બાબત જે કાંઈ કહેવું હોય તે કહી શકો છો. તમને કહેવાની તક આપવાનો મારો ધર્મ છે. કોઈ મારા ઉપર મિત્રના પક્ષપાતનો આરોપ ન મૂકે."

ફરિયાદીઓનાં મુખ સીવાઈ ગયાં. જ્યાં મહાભારતનું જ પ્રમાણ હોય ત્યાં શું કે ચાં કોણ કરી શકે?

## ૧૪

## હેમચંદ્રનો ઉપદેશ અને સર્વધર્મ-સમભાવ

રાજાની સંમતિથી ફરીવાર આચાર્ય હેમચંદ્રે ત્યાં બેઠેલા રાજાને, વિદ્વત્સમાજને અને સભાજનોને ઉદ્દેશીને જણાવ્યું, "ગૂજરાતના ધર્મસંરક્ષક મહારાજા અને સભાજનો! દેશની આબાદી ધાર્મિક ઉદારતા, વ્યાપક પ્રેમ અને શૂરવીરતાને જ આભારી છે. વ્યાપક પ્રેમ હોય, શૂરવીરતા પણ હોય: છતાં ધાર્મિક ઉદારતા ન હોય તો દેશની આબાદી જોખમમાં છે એ નક્કી સમજજો.

"ધાર્મિક ઉદારતા વિનાનો વ્યાપક પ્રેમ સંકુચિત થાય છે અને શૂરવીરતા ઝનૂનનું રૂપ લે છે. જેમ લોભી અને ઉન્મત્ત વિજેતાઓ લોહીની નદીઓ

વહેવરાવતાં સંકોચાતા નથી તેમ ધર્માંધ રાજા અને ધર્માંધ પ્રજા આબાદ દેશને ધર્મને નામે મોટા રણ જેવો ઉજ્જડ કરતાં જરાય સંકોચાતાં નથી.

"સોમનાથના પવિત્ર દેવાલયનું પતન એનો પ્રત્યક્ષ પુરાવો છે. દક્ષિણમાં પણ ધર્મને નામે લડાઈ લડનારાઓ હજારો મનુષ્યોનું બલિદાન લેતાં પણ ધરાયા નથી. આવી હવા આપણા ગૂજરાતમાં પણ કાંઈક વાવા લાગી છે. પરંતુ ભાઈઓ! જરા વધુ વિચારશો તો સમજશો કે એ ધર્માંધતાથી આપણી આબાદી અને આપણી માતા ગૂજરાતનું સૌભાગ્ય વણસી જતા જરાય વાર નહિ લાગે.

"આપણા ગૂજરાતના મહારાજ્યમાં હાલ કેટલાય જુદાજુદા દેશો છે, તેમની ભાષાઓ ભિન્ન ભિન્ન છે, તેમના પોષાકો પૃથક પૃથક છે, અને આખા મહારાજ્યની પ્રજાના વ્યવસાયો પણ જુદાજુદા છે; છતાં તે, જેમ એક મહારાજા સિદ્ધરાજની આજ્ઞાને વશવર્તી થઈને રહે છે તેમ આપણાં બધાનાં ધાર્મિક વિધિવિધાનો કે ક્રિયાકાંડો ભલે જુદાંજુદાં હોય છતાં તે વિધિવિધાનોદ્વારા વિવેક મેળવી આપણે બધા એક પરમાત્માની આજ્ઞાને વશવર્તી થઈને રહીએ તો જ આપણી સલામતી છે અને તો જ આ માતા ગૂજરાતનું સૌભાગ્ય ટકી શકે એમ છે.

"એમ નહિ રહેતાં આપણે ધર્મને નામે ખોટો વિખવાદ કરીશું અને 'આ ધર્મ ખોટો છે' 'આ ધર્મ સાચો છે' 'આ ધર્મ જૂનો છે' 'આ ધર્મ નવો છે' એવા મિથ્યા બખેડામાં પડીશું તો આપણો સૌનો નાશ જ છે.

"આપણે બધા વર્તમાનમાં જે કાંઈ આચરીએ છીએ, પાળીએ છીએ તે કાંઈ શુદ્ધ ધર્મ નથી પણ શુદ્ધ ધર્મને પામવાના અધિકારભેદથી ઉત્પન્ન થએલાં જુદાંજુદાં સાંપ્રદાયિક બંધારણો છે. એ બંધારણોને વિવેકપૂર્વક વફાદાર રહેશું, સત્ય અને માનવપ્રેમને જીવનમાં વણી લેવા પ્રયત્ન કરીશું તો ક્યારેને ક્યારે એ પરમસત્યરૂપ ધર્મને પામી શકીશું. ભાઈઓ! શસ્ત્રની લડાઈ શમાવવી તો સહેલી છે; પણ ધર્મની યાદવાસ્થળી તો જુગજુગ સુધી ચાલ્યા કરે છે, વારસાઉતાર આવે છે અને દેશને સ્મશાન જેવો અને માનવને પ્રેત જેવો બનાવી મૂકે છે. માટે એ બધા ઝઘડાને દૂર કરી, સત્ય વગેરે પાંચ મહાયમો, તેની સાધના માટે ઉપયોગી એવા જુદાજુદા અનેક નિયમો, સંત માનવનો સમાગમ, સાચા બ્રાહ્મણ અને શ્રમણની ઉપાસના અને માતાપિતા વગેરે ગુરુજનોની સેવા—એટલું આપણે આપણા જીવનમાં ઉતારીએ તોય ઘણું છે.

"આ રાજા ઉદાર, ગંભીર અને સહનશીલ ન હોત અને પ્રજાના નાયકો વિચારક ન હોત તો આ પાંડવોની કથા જ પાટણમાં મહાભારત મચાવત અને જૈનો તથા બ્રાહ્મણો વચ્ચે અકારણ વૈરનું બીજ વાવત. પણ સદ્‌ભાગ્યે આજે બધું શાંત થઈ ગયું છે, પરસ્પરની ગેરસમજુત નીકળી ગઈ છે.

"પણ હવે પછી આવી ખોટી કુશંકાઓ ઊભી કરી કોઈ એકબીજાને ન ઉશ્કેરે; કિંતુ એવી કુશંકાઓનાં સમાધાન મેળવે, ધાર્મિક અંધતાનો સર્વથા પરિત્યાગ કરે અને પોતપોતાના સંપ્રદાયની પદ્ધતિ પ્રમાણે વિવેકપૂર્વક, ખરા ધર્મને પામવાની ચીવટ રાખે"

આચાર્યે આમ કહ્યા પછી મહારાજા સિદ્ધરાજે પણ આચાર્યનુ સમર્થન કર્યું, ગીતાના અનાસક્તિ-યોગનુ વર્ણન કર્યું અને પછી શુદ્ધધર્મી અને ધર્માંધ એ બેનુ ખરું સ્વરૂપ સંક્ષેપથી સમજાવ્યું; અને સર્વસંહારક ધર્માંધતાને તિલાંજલિ આપવા પાટણના પ્રત્યેક શહેરીને ભલામણ કરી પરિષદને વિસર્જિત કરી.

---

## ૧૫

## હેમચંદ્રે દર્શાવેલો રાજધર્મ

હવે તો સિદ્ધરાજ હેમચંદ્ર વિના ડગલું પણ ન ભરતો એવી ગાઢ મૈત્રી એ બે વચ્ચે જામી હતી. રાજાને નિર્ભયતાપૂર્વક રાજધર્મ સમજાવતાં આચાર્ય કહેતાઃ—

"મહારાજ! રામનું રામરાજ્ય, હરિશ્ચંદ્રનુ સત્ય વ્રત વગેરે કાંઈ કલ્પનાની વસ્તુ ન હતી. એ તો તે તે વીરપુરુષોના સાચી જીવનશુદ્ધિના પ્રયોગો હતા. આ યુગના રાજાઓએ પોતાનો રાજધર્મ વિસારી દીધો છે! તેઓ પ્રજાના લોહી જેવા પરસેવામાંથી ટપકતા પૈસે પોતાની મોજો માણે છે, ઇંદ્રિયોને અનિગ્રહિત રાખી ફાવે તેમ વર્તે છે અને બાપડી મૂંગી પ્રજાનું વલોવાતું અંતર તેઓ કદી જોતા નથી. મહારાજ! ગૂજરાતનો રાજા આવો ન

થાય; એ તો કાં તો રામ થાય, કાં તો હરિશ્ચંદ્ર થાય કાં તો ધર્મરાજ યુધિષ્ઠિર થાય.

"સાવધાનતાથી જીવનનું વર્તન ચલાવતાં કશું કઠણ નથી લાગતું; પણ એ સાવધાનતા જ ક્યાં છે? આપણો સનાતન આદર્શ જ કયાં રહ્યો છે? મહાભારતની દુહાઈ દઈ બ્રાહ્મણો તમને સમજાવે કે 'શિકાર તો ક્ષત્રિયનો ધર્મ છે' એટલે તમે માંસલોલુપ થઈને પશુ પક્ષીઓનો સંહાર કરો અને તેવે છંદે ચડી વરસના આઠ મહિના તો શિકારમાં જ ગાળો અને ચાર મહિના અંતઃપુરમાં ભરાઈ રહો. આમાં રાજધર્મ ક્યાં રહ્યો?"

આ બધું રાજા શાંતિથી સાંભળતો હતો અને પોતાની નબળી બાજુઓનું નિરીક્ષણ કરતો હતો. તેણે પૂછ્યું—'શું ત્યારે શિકાર ક્ષત્રિયોનો ધર્મ નથી?'

હેમચંદ્ર બોલ્યા—"મહારાજ! મહાભારત જ મંગાવોને એટલે ખબર પડે કે મૃગયા–શિકાર–શા માટે છે અને કેવા સંયોગોમાં એ ક્ષત્રિયોનો ધર્મ હોઈ શકે?"

"સૂરિજી! મારે મહાભારતનું કાંઈ કામ નથી, આપની પાસેથી જ એ બધું સાંભળવું છે–સમજવું છે."

સૂરિજી બોલ્યા—"મહારાજ! સાંભળો: આપણો દેશ ખેતીપ્રધાન છે, અને ખેતીની સંહારક સામગ્રી પણ આપણે ત્યાં તેટલી જ છે.

"બની શકે ત્યાં સુધી તો ખેડૂતો પોતે સ્વાશ્રયથી ખેતીનું રક્ષણ કરે છે—તેઓ જેમ ખેતીમાં ચરવા કે ચણવા આવનાર પશુ પક્ષીઓનો શિકાર કરતા નથી પણ તેમને હાંકી કાઢવા એક સરખા પ્રયત્નથી મચ્યા રહે છે તેમ, જે હિંસ્ર અને રાની પશુઓ ખેતીનો નાશ કરે છે, ખેડૂત પોતે જે રાની પશુઓથી ખેતીને બચાવી શકતો નથી ત્યાં તમારે તમારા ક્ષાત્રતેજ વડે ખેતીને બચાવી લેવી ઘટે એ તમારો ક્ષત્રિયધર્મ છે.

"એનો અર્થ એમ નથી કે તમારે શિકારને છંદે ચડવું—શિકારને શોખનું સાધન બનાવી ગમે ત્યારે ગમે તેનો પ્રાણ લેવો; શિકાર માટે પ્રજાજનોને ત્રાસ આપવો અને તેમના પૈસાનું પાણી કરવું; તેમ એનો અર્થ એમ પણ નથી કે તમારે માંસાહારી જ થવું.

"મહાભારતમાં બતાવેલી મૃગયા માત્ર ખેતીની રક્ષા પૂરતી જ છે—હતી; તે અત્યારે તો વ્યસન થઈ પડ્યું છે અને ભલભલા બ્રાહ્મણો પણ તેને ક્ષત્રિયધર્મ કહીને વખાણવા ચૂકતા નથી.

"પણ મહારાજા! નિરપરાધી પશુ અને પક્ષીઓને મારવાથી તો ઊલટું વનની શોભા લોપાઈ જાય છે, ક્રૂરતાગુણની વૃદ્ધિ થાય છે અને રાજધર્મ તો ભૂલી જ જવાય છે એ નક્કી યાદ રાખજો.

"વળી, રાજાઓ જુગારથી પણ ઠીકઠીક ટેવાએલા હોય છે. આખો દિવસ કેમ જાણે કાંઈ કામ જ ન હોય તેમ તેઓ પાસા ખખડાવ્યા કરે છે અને યુધિષ્ઠિરનું નામ લઈ જુગાર રમવામાં અધર્મ જેવું કશું સમજતા નથીઃ પરંતુ એ તેઓની મોટી ભૂલ છે.

"દ્યૂત તો મહાન અધર્મ જ છે. યુધિષ્ઠિરની કથાથી એનો બચાવ ન જ થઈ શકે. માણસ નવરો રહે છે એટલે તેને આવા બધા કુછંદો લાગે છે; પણ જે પોતાના કર્તવ્યમાં તત્પર રહે છે તે કદી આવા જુગાર જેવા રોગનો ભોગ બનતો નથી.

"મદ્યનું વ્યસન પણ મોટા લોકોમાં શોખની વસ્તુ થઈ પડી છે પણ એ, ભારે વિનાશક છે તે તો પાછળથી જ સમજાય છે. જાદવોનો સંહાર મદ્યને લીધે થયો હતો તે કોણ નથી જાણતું?

"પ્રજા ઉપરના કરવેરાની પણ મર્યાદા જ રાખવી ઘટે. જેમ આપણને પેટ છે, બાળબચ્ચાં છે તેમ તેમને પણ છે એથી પ્રજા કચરાઈ જાય તેવા કરવેરા અને ખર્ચ વધારનાર રાજા પ્રજામાં અનીતિને જ ફેલાવે છે. સૂર્ય સમુદ્રમાંથી રોજને રોજ પાણી ચૂસે છે ખરું; પણ પાછું ચોમાસામાં તો એ ચૂસેલા કરતાં અનેકગણું વરસાવે છે તેમ, રાજા પણ પ્રજા પાસેથી

કરવેરાને નામે ધન ભલે ચૂસે; પરંતુ વખત આવે તે અનેકગણું વરસાવવું જ રહ્યું; નહિ કે પોતાની મોજોમાં ઉડાડવાનું છે. કેટલાક સદાચારો રાજાની આજ્ઞા વિના પ્રજામાં પ્રસરતા નથી. સામાન્ય પ્રજા પડેલી જ હોય છે અને તે એટલી બધી વ્યસનવશ થઈ પડેલી હોય છે કે તત્ક્ષણ તો મોટા મોટા મહંતોના બોધથી પણ જગાડવી મુશ્કેલ થાય છે. આવી પ્રજામાં રાજાની આજ્ઞા વિના સદાચારનો પ્રવેશ થવો મહાવિકટ છે.

"તેથી તેવી પ્રજાના શ્રેય માટે વ્યવસ્થિત રાજનિયમો — રાજબંધારણો હોવાં જોઈએ. મદ્ય એટલું બધું મોંઘું વેચાવું જોઇએ કે કોઈ શ્રીમંત પણ તેને ભાગ્યે જ પી શકે. તેમ અન્ન, ઘી, માખણ અને દૂધ હમણાં જેટલાં સોંઘાં છે તે કરતાં પણ વધારે સોંઘાં વેચાવાં જોઇએ જેથી પ્રજામાં માંસાહારનો રોગ આપોઆપ અટકી જાય અને પ્રજા શુદ્ધ ખોરાક મેળવી શાંત, ધીર, ગંભીર અને શૂરવીર બને. આ ઉપરાંત મહારાજ્યની તસુએ તસુ જમીનને ઉપયોગમાં લેવી, ખેતી ઉપયોગી પશુઓનું સંવર્ધન-પાલન કરવું અને જેવાં પશુઓ આજે સોંઘાં છે તે કરતાં સોંઘાં વેચાય એવી યોજના ઘડવી.

"મહારાજ! હાલનું વર્તમાન જોતાં, આવનારું ભવિષ્ય અટકળી જોતાં હમણાં જે રાજધર્મ પ્રાપ્ત થાય છે તે વિષે મેં આજે આપની સામે થોડી ચર્ચા કરી છે. ઉપયોગી લાગે તો હંસક્ષીર ન્યાયથી એ વિશે વિચારશો અને એ માટે સત્વર સક્રિય પણ થશો.

"મહારાજ! ગૂજરાતમાં તો પરમેશ્વરની મહેર છે એટલે મદ્ય કે માંસનો પ્રચાર જૂજજાજ જ છે: પણ આપણા મહારાજ્યના બીજા ભાગો માટે જરૂરી સાવચેતી વાપરવી પડશે. મહારાજ! રાજસિંહાસન કાંટાળું સિંહાસન છે; ત્યાં બેસનારે તો એક સંન્યાસી કરતાં પણ વધારે સહનશીલ, તપસ્વી અને નિસ્પૃહ થવું ઘટે: નહિ તો એ સિંહાસન ઘડીના છઠ્ઠા ભાગમાં ક્યારે ફના થઈ થઈ જશે એ કોણ કહી શકે?

"અને આપણે પણ પ્રજા સમક્ષ જ 'નરકેસરી' મટી 'નરકેશ્વરી' થવાના. મહારાજ! કોઈ વખતે મહાભારત, યોગવાસિષ્ઠ વગેરે વાંચતા રહેશો અને તે પ્રમાણે જીવનને ઘડવા ઉજમાળ થશો તો જ રાજા થવું સફળ છે; નહિ તો કેંક થઈ ગયા, કેંક રખડે છે અને કેંક થવાના: પણ તેમાંના એકનું પણ નામ કોણ લેવાનું?"

---

૧૬

## રાજા અને આચાર્યની ગાઢ મૈત્રી

આ પ્રમાણે પ્રતિદિન રાજા અને આચાર્ય વચ્ચે ધર્મગોષ્ઠી, જ્ઞાનગોષ્ઠી ચાલ્યા જ કરતી. રાજાના દરબારમાં અનેક કવિઓ, ચારણો, બંદીઓ બહારથી આવતા તે દરેકને હેમચંદ્ર પૂરી રીતે સંતોષાવતા. એક પણ મીઠાબોલો કે કડવાબોલો ચારણ કે કવિ એવો ન હતો જે આવ્યો તેવો જ પાછો જાય. કોઈને ગામગરાસ, કોઈને સુવર્ણમુદ્રા, કોઈને શાલદૂશાલા અને કોઈને હયગય વગેરે યોગ્યતા પ્રમાણે મળ્યા જ કરતું.

આથી રાજા અને આચાર્યની યશોગાથા સર્વત્ર ગવાવા લાગી. જેમ જેમ એ યશોગાથા ભુવનમાં વિસ્તરતી ગઈ તેમ તેમ પેલા જવાસાઓ વળી ફરી

બળવા લાગ્યા; અને 'એ જૈન આચાર્ય સૂર્યને પણ માનતા નથી' 'જુઓ તો એ કેવા હૃષ્ટપુષ્ટ છે' 'આમાં ક્યાં એમનું બ્રહ્મચર્ય સચવાતું હશે' વગેરે વગેરે અનેક આક્ષેપો પાટણમાં ફેલાવા લાગ્યા.

પણ હવે પ્રજા સાચે સાચું સ્વરૂપ સમજી ગઈ હતી, એટલે તે જવાસાઓનું કાંઈ ચાલ્યું-ફાવ્યું નહિ, અને તેઓ હાથ ઘસતા જ રહી ગયા. રાજા અને આચાર્ય પણ ગંભીર વિચારપ્રકૃતિના હતા; તેથી એવા જવાસાઓ તરફ તેઓ લેશ પણ ન ચીડાતાં, ઉપેક્ષાભાવે જ જોયા કરતા અને તેમની દયા જ ખાયા કરતા.

રાજા સાથે હેમચંદ્રનો પ્રવાસ

એકવાર સિદ્ધરાજને દેશાટનનો સંકલ્પ થયો. તેણે ધાર્યું કે સોમનાથ, ગિરનાર અને શત્રુંજયની યાત્રાએ જઈ આવું તો સારું. આચાર્યને પોતાનો સંકલ્પ વિદિત કર્યો અને સાથે આવવાનું આગ્રહ-ભર્યું નિમંત્રણ પણ આપ્યું.

પડો વગડાવીને પ્રજાને પણ જાહેર કર્યું કે; 'રાજા સોમનાથ, ગિરનાર અને શત્રુંજયની યાત્રાએ જાય છે, જેમને સાથે આવવું હોય તેઓ પોતપોતાનાં ઉપકરણો સાથે આવી શકે છે, વાટ-ખર્ચી માટે માણસદીઠ ચાર દ્રમ્મથી વધુ કશું જ નહિ લેવામાં આવે.'

આ રીતે પાટણથી એક મોટો સંઘ નીકળ્યો જેમાં હાથીઓ, ઘોડા, ઊંટ, બળદો અને વાહનોનો પાર ન હતો. કેટલાંય સુખાસનો હતાં. રાજાએ આચાર્યને સુખાસનનો ઉપયોગ કરવા વિનંતી કરી; પણ પગે ચાલીને જ પ્રવાસ કરવાનો તેમનો આચાર હોવાથી તેમ કરવા આચાર્યે ના કહી.

સંઘમાં જૈન સાધુઓ ઉપરાંત કેટલાક સંન્યાસીઓ પણ હતા; અને પ્રજાજનો પૈકી કેટલાક શૈવ, જૈનશ્વેતાંબર, જૈનદિગંબર, ભાગવત અને યોગમતી વગેરે અનેક મતના લોકો હતા.

સમુદ્ર જેમ ગાજતો સંઘ પ્રયાણો કરતો, પડાવ નાખતો નાખતો ચાલવા લાગ્યો; અને શત્રુંજય ગિરનારની યાત્રા કરી સુખપૂર્વક સોમનાથ પણ પહોંચી ગયો. સંઘે અને રાજાએ સોમનાથ ભગવાનની સેવાપૂજા કરી અને આચાર્યે પણ સોમનાથ ભગવાનની પૂર્ણ ભક્તિભાવથી સ્તુતિ કરી.

આચાર્યે ગદ્‌ગદ્ કંઠે શ્રીસોમનાથજીના મંદિરમાં જે શ્લોકો ઉચ્ચાર્યા તે આ પ્રમાણે છે:

“यत्र तत्र समये यथा तथा
योऽसि सोऽस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद् भवान्
एक एव भगवन्! नमोऽस्तु ते ॥”

" भवबीजाङ्कुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै " ॥

અર્થાત્—" ગમે તે સમયે, ગમે તે રીતે અને ગમે તેવા નામવડે જે વીતરાગ એક જ છે; તે તું હો તો હે ભગવન્! તને મારો નમસ્કાર થાઓ."

"સંસારની પરંપરાને વધારનારા જેમના રાગ વગેરે દોષો ક્ષીણ થઈ ગયા છે એવા બ્રહ્મા હો, વિષ્ણુ હો, મહાદેવ હો કે જિન હો—ગમે તે હો તેમને નમસ્કાર થાઓ."

—— —

## ૧૭

## હેમચંદ્રનો પાટણથી વિહાર

હવે આ તરફ આચાર્ય પાટણથી નીકળી ગૂજરાતમાં ફરવા લાગ્યા અને પોતાના જે ભાવો તેમણે પાટણમાં રાજા અને પ્રજા સમક્ષ જણાવ્યા હતા તે જ ભાવો ગૂજરાતની આમપ્રજા પાસે તેઓ મૂકવા લાગ્યા.

બાહડ, આબડ અને ઉદયન મંત્રી જેવા જૈન વીરોના પ્રત્યક્ષ પુરાવા આપીને તેઓ ગૂજરાતની કાયર પ્રજાને જગાડવા લાગ્યા. અહિંસાનો ખરો મર્મ અને મર્યાદા સમજાવી તેનો વ્યવહારુ ઉપયોગ બતાવવા લાગ્યા. શૂરવીરતામાંથી જ અહિંસા જન્મે છે એ વસ્તુ ક્ષત્રિયતીર્થંકરોના ઉદાહરણોથી ઠસાવવા લાગ્યા; અને કાયરોની અહિંસા એ અહિંસા નથી જ

પણ હિંસા છે—ભયમોહ છે તે જૈનશાસ્ત્રની શૈલીથી સમજાવવા લાગ્યા.

હેમચંદ્રનું ખંભાતમાં આગમન

આચાર્ય હેમચંદ્ર પોતાની લોકહિતકર ઉપદેશધારા દ્વારા ગૂજરાતનાં ગામેગામને જગાડવાનો ઉગ્ર પ્રયાસ કરતા કરતા ખંભાતમાં આવી પહોંચ્યા.

ખંભાત તો કાકડોળે તેમની રાહ જ જોતું હતું. ખંભાતે તેમની જ્ઞાનપરણનું નવજીવનપ્રેરક જ્ઞાનજળ પીધેલું તેથી આજે તેમના આવાગમનથી ખંભાતીઓ વિશેષ ઉત્સાહમાં આવી ગયેલા દેખાતા હતા અને મંત્રી ઉદયનનો હર્ષ તો ક્યાંય માતો જ ન હતો. એ તો પોતાનું સ્વપ્ન ખરૂ પડતું જોઈ મનમાં ને મનમાં વિશેષ પ્રસાદ પામ્યો હતો.

ખંભાતની મોટી પૌષધશાળા આજે એક મોટા વિદ્યાલયના રૂપમાં ફેરવાઈ ગઈ હતી. ખંભાતના નિવાસ દરમિયાન હેમચંદ્રે પટણીઓની પેઠે જ ખંભાતીઓને પણ સંબોધી જાગતા કરવાનો પ્રયાસ સેવ્યો હતો અને તે કેટલેક અંશે સફળ પણ થયો હતો.

---

## ૧૮

## હેમચંદ્ર ને કુમારપાળનો સમાગમ

ગૂજરાતનો ભાવી રાજા કુમારપાળ વખાનો માર્યો શરણું શોધતો એકવાર ખંભાતમાં આચાર્યશ્રી પાસે આવી ચડ્યો. સામુદ્રિક શાસ્ત્રના જાણકાર આચાર્યે કુમારપાળનો પ્રેમપૂર્વક ખૂબ સત્કાર કર્યો અને 'આજથી સાત વર્ષ પછી અમુક દિવસે અને અમુક ઘડીએ તેનો રાજ્યાભિષેક થશે' એવી ભવિષ્યના ગર્ભમાં રહેલી હકીકતથી કુમારપાળને પોતાના નિશ્ચય સાથે વાકેફ કર્યો. મંત્રી ઉદયનને પણ કુમારપાળનો પરિચય કરાવી તેને સર્વ પ્રકારે સહાયતા પહોંચાડવાની ખાસ ભલામણ કરી.

આ પછી કેટલોક વખત કુમારપાળને જ્યાં ત્યાં રખડવું પડ્યું અને નાસભાગમાં બીજાં અનેક કષ્ટો

સહેવાં પડચાં. કુમારપાળની એ રખડપટ્ટીમાં આચાર્ય હેમચંદ્રે તેને વખતોવખત આશ્રય આપેલો અને મોતના પંજામાંથી પણ આબાદ બચાવેલો.

### રાજા તરીકે કુમારપાળ

છેવટ વિક્રમ સંવત ૧૧૯૯ માં સિદ્ધરાજનું અવસાન થયું. તે ખબર જાણી કુમારપાળ પાટણમાં આવી પહોંચ્યો. પાટણના અમાત્યવર્ગે, સેનાપતિએ તથા રાજ્યની ધુરા વહનારા બીજા રાજકારણી પુરુષોએ કુમારપાળને રાજા તરીકે સ્વીકાર્યો, ગૂજરાતના શાસનનો દંડ તેને હાથ સોંપ્યો અને અભિષેકયોગ્ય રાજાની પેઠે પાટણની ગાદી ઉપર કુમારપાળનો રાજ્યાભિષેક કર્યો.

### કૃતજ્ઞ કુમારપાળ

પોતાની રખડપટ્ટીમાં જે જે ભાઈઓએ અને બહેનોએ કુમારપાળને કાંઈ ને કાંઈ સહાયતા આપેલી, આશ્રય આપેલો, યા તેની બીજી કાંઈ સેવા કરેલી તે તે દરેક ભાઈ અને બહેનને કુમારપાળે રાજા થયા પછી તુરત જ યાદ કર્યાં અને તે દરેકને યોગ્ય સત્કારપૂર્વક મોટા મોટાં પારિતોષિકો આપ્યાં તથા શ્રેષ્ઠ શ્રેષ્ઠ અધિકારને પદે નીમ્યા. આ રીતે તે કૃતજ્ઞ રાજાએ પોતાની ફરજ બજાવવા સાંપડેલી એ તક, ન જ જવા દીધી.

## રાજા કુમારપાળ અને હેમચંદ્ર

પોતાના બીજા બધા ઉપકારીઓમાં આચાર્ય હેમચંદ્રનું સ્થાન રાજા કુમારપાળને મન સર્વ શ્રેષ્ઠ હતું. એટલે રાજ્યાભિષેક થતાં જ તેણે પોતાના પ્રાણરક્ષક આચાર્ય હેમચંદ્રને તત્ક્ષણ યાદ કર્યા.

સમયના જાણકાર આચાર્ય તુરત જ પાટણ આવી પહોંચ્યા. પાટણમાં પેસતાં જ કુમારપાળે પોતાને નવ જીવન દેનાર આ આચાર્યને ખૂબ સત્કાર્યા, સન્માન્યા, વાંદ્યા અને પૂજ્યા તથા તેમની સેવામાં જ રહેવાનો પોતાનો સંકલ્પ તેમને નમ્રતાપૂર્વક નિવેદિત કર્યો. પોતાને પ્રાપ્ત થએલું રાજપાટ અને વૈભવ સત્તા વગેરે એ કૃતજ્ઞ અને ગુરુભક્ત રાજાએ આચાર્યને ચરણે ધર્યું.

આચાર્યે રાજાની આદર્શ નમ્રતા અને કૃતજ્ઞતાને ખૂબ પ્રશંસી; તથા પોતાની અપરિગ્રહની પ્રતિજ્ઞાની યાદ આપી. રાજાને તેનો પોતાનો રાજધર્મ ખૂબ પ્રેમથી સમજાવ્યો. રાજા સિદ્ધરાજ અને આચાર્ય વચ્ચે જેવી મૈત્રી જામી હતી તેથી તો કેટલીયે વધારે મૈત્રી રાજા કુમારપાળ અને આચાર્ય હેમચંદ્ર વચ્ચે થોડા જ સમયમાં જામી ગઈ.

હવે તો કુમારપાળ, આચાર્યને પોતાના ગુરુ તરીકે જ માનવા લાગ્યો અને તેમનો પડેલો બોલ ઝીલવા — તેઓ કહે તેમ કરવા — એક પગે તૈયાર રહેવા લાગ્યો.

## ૧૯

## કુમારપાળને જૈનધર્મનો પરિચય

કુમારપાળે પોતાના શાસનકાળમાં અનેક યુદ્ધો કરીને વિજયલક્ષ્મી મેળવી હતી. તે વખતે તેની સેનામાં કેટલાયે જૈન વીરયુવકો પણ દાખલ થએલા અને તેમાંના કેટલાક તો યુદ્ધકળામાં અપૂર્વ કૌશલ ધરાવતા હોઈ, યુદ્ધકચેરીમા મોટા મોટા અધિકારો ભોગવતા. યુદ્ધમાં વિજય મેળવવા જતાં પહેલાં રાજા કુમારપાળ ખાસ કરીને અજિતનાથ ભગવાનની એક મનથી ઉપાસના કરતો.

અજિતનાથનું નામ જ અજિતપણાને સૂચવે છે એથી પોતાના સર્વ વિજયોનું કારણ અજિતનાથની ઉપાસના છે એમ ધારી રાજા કુમારપાળે તારંગાના પહાડ ઉપર અજિતનાથનો મોટો ઊંચો પ્રાસાદ બંધાવ્યો અને તેમાં શ્રીઅજિતનાથની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી.

એ પ્રાસાદમાં એવાં તેલિયાં લાકડાં વાપરેલાં છે કે કદાચ આગ લાગે તો પણ તે, તેમાંથી ઝરતા પ્રવાહી રસ દ્વારા આપોઆપ શમી જાય. એ તેલિયાં લાકડાં તગર કે અગરનાં છે એમ કહેવાય છે જ્યારે જ્યારે વિજય મેળવીને રાજા પાછો ફરતો ત્યારે દરેક વખતે શ્રીઅજિતનાથ ભગવાનની ઉપાસના કરવાનું ચૂકતો નહિ.

કુમારપાળની વિશેષ જિજ્ઞાસા અને હેમચંદ્રનો ઉપદેશ

રાજા અને આચાર્ય હેમચંદ્રની આમ તો અનેક મુલાકાતો થતી પણ તેને એકવાર જૈનધર્મનું ખરુ અને પૂરુ રહસ્ય જાણવાની તથા તેને જીવનમાં વણી લેવાની ઇચ્છા થઈ આવી. પોતાના મંત્રી વાગ્ભટને તેણે એ ઇચ્છા જણાવી અને તેણે રાજાનો એ મનોરથ સફળ કરવા આચાર્ય હેમચંદ્રની ખાસ મુલાકાતોનો પ્રબંધ કર્યો. આચાર્યે જૈનધર્મમાં વર્ણવાએલી અહિંસાનું ખર રહસ્ય સમજાવ્યું, અને તેને વ્યવહારમાં મૂકવા ક્યાં કઈ મર્યાદા હોય તો તે, સમાજને રાષ્ટ્રને અને વ્યક્તિને હિતકર થાય એ બધું રાજા પાસે વિશેષમાં વિશેષ સ્પષ્ટતા સાથે નિવેદિત કર્યું.

માંસાહાર અને શૂરવીરતા વચ્ચે જે જાતનો કાર્ય–કારણ–સંબંધ બતાવી કેટલાક તરફથી માસાહારની જે પુષ્ટિ કરવામાં આવે છે તેનો આચાર્યે

સ્પષ્ટ શબ્દોમાં ચોખ્ખો નિષેધ કર્યો; અને તે સારુ મહાભારત વગેરે વૈદિક આમ્નાયના ગ્રંથોના સબળ પુરાવા આપી એ બાબત તેને વધુ સમજ પાડી; તથા ફલાહારી શૂરવીરોનાં બીજાં કેટલાંય પ્રત્યક્ષ ઉદાહરણો આપી માંસાહારને લગતો રાજાનો ભ્રમ ભાંગી નાખ્યો.

એ જ પ્રમાણે જુગાર, દારૂ, વિષયવિકારનો અતિરેક, શિકાર, પરદારગમન વગેરે અનેક દુર્ગુણોથી દૂર રહેવા રાજાને ધાર્મિક દૃષ્ટિએ ભલામણ કરવામાં આવી. આ ઉપરાંત પ્રજા ઉપરના કરભારને ઓછો કરવા, રાજ્યમાં જ્યા જ્યાં દેવીપૂજાને નામે પશુવધ થતો હોય તે અટકાવવા અને અપુત્ર મનુષ્યનું ધન ન લેવાનો રાજધર્મ બતાવવામાં આવ્યો.

---

૨૦

## દેવી નિમિત્તે પશુવધનો નિષેધ

દેવીનાં મંદિરોમાં થતા પશુવધને માટે રાજાને કહેવામાં આવ્યું કે "દેવો આપણી પેઠે ખોરાક જ લેતા નથી. દેવો આપણા કરતાં ઉચ્ચકોટિના હોઈ આવો ગંદો ખોરાક તેઓ લે જ કેમ? છતાં તકરારની ખાતર કોઈ પણ દેવીના મંદિરમાં આખી રાત પાંચ બકરાં વા પાડાને પૂરી રાખો અને સવારે કાઢો તો પ્રત્યક્ષ જોશો કે તેમાંથી એક પણ પ્રાણી ઓછું થયું નથી વા જરા પણ ઘવાએલુ કે ક્ષત પામેલું પણ નથી. જો દેવી માંસભક્ષી હોય તો જરૂર તે, એ પૂરેલાં પ્રાણીઓમાંથી એકાદને ખાઈ જાત વા ઘવાએલુ કરત. પણ તેમ થતું નથી માટે પશુબલિની પદ્ધતિ દેવની તૃપ્તિ માટે તદ્દન નકામી છે.

"છતાં અત્યારે જે આ પ્રથા પ્રચલિત છે તે તો મંદિરના પંડા પૂજારીઓની જ કરામત છે. તેમની માંસલોલુપતાને કારણે જ એ પશુબલિની પ્રવૃત્તિ ચાલતી આવે છે. વળી, દેવી તો જગદંબા છે એટલે જગતની — જગતમાંનાં નાનાં મોટાં સર્વ પ્રાણીઓની—માતા છે. તો શું તે બિચારાં અનાથ પાડા કે બકરાંની માતા નથી? પાડો કે બકરુ પામરમાં પામર પ્રાણી છે અને માતા તેના પામર પુત્રો ઉપર તો વધારેમાં વધારે પ્રેમ દાખવે; એટલે માતાની સામે તેના તુચ્છમાં તુચ્છ પુત્રનો પણ વધ કેમ થઈ શકે?

"બહુ બહુ તો અન્ન, મિઠાઈ વગેરેનું નૈવેદ્ય બસ છે. તે પણ દેવો તો ખાતા જ નથી પરંતુ દેવ-નિમિત્તે આવેલું નૈવેદ્ય જગદંબાનાં અનાથ, પાંગળાં, મૂગાં અને આંધળાં બચ્ચાંઓને મળે એ આશયથી જ તેની—નૈવેદ્યની—પ્રથા પ્રચલિત છે. બીજા શબ્દોમાં કહીએ તો એ પણ એક પ્રકારનુ દાન છે; અને એ, સમાજની દૃષ્ટિએ ખાસ મહત્ત્વનું છે. આજે તો એ નૈવેદ્યની પ્રથામાં ઘણુ અનિષ્ટ પરિવર્તન થઈ ગયુ છે, તે હવેથી અટકે અને દેવીના મંદિરમાં થતો પશુવધ સદંતર બંધ જ થવો ઘટે."

૨૧

## સ્ત્રીના વારસાહક્કનું સંસ્થાપન

વળી રાજા કુમારપાળને આચાર્યે કહ્યું કે, "આજ સુધીના બધા મોટા મોટા રાજાઓએ પણ વાંઝીયાનું ધન મૂક્યું નથી. અપુત્રિયાનું ધન લઈને રાજા પોતાના પિતાનું અપમાન કરે છે. રાજા જે અપુત્રિયાનું ધન લે છે તેનો તે પુત્ર બને છે અને આ રીતે તે, પોતાના પિતાને સ્થાને તે અપુત્રિયાને મૂકે છે.

"ઉપરાંત અપુત્રિયાની વિધવા કે અનાશ્રિત પુત્રીઓને નિરાધાર કરી તેની આંતરડી કકળાવી તેના સો સો શાપ રાજાને ખમવા પડે છે. આ કાંઈ નાનીસૂની હિંસા નથી. આ તો ચોખ્ખો મનુષ્ય-વધ જ છે. માટે હે રાજા કુમારપાળ! આજથી જ એવું અપુત્રિયાનુ ધન ન લેવાનો સંકલ્પ કરવો વિશેષ ઉચિત છે."

"આ પ્રમાણે આચાર્યે જૈનધર્મની ઢબે રાજાને તેનું કર્તવ્ય સમજાવ્યું અને એ જાતના કર્તવ્યનું આચરણ એ જ જૈનધર્મનું આચરણ છે તે પણ-સારી રીતે સ્પષ્ટ કર્યું. વધારામાં બીજાં કેટલાંય ત્યાગનાં, દાનનાં, સહિષ્ણુતાનાં, સંતોષનાં અને પ્રજાપાલનના અનેક કર્તવ્યોનો પણ બોધ કર્યો.

## ૨૨

## કુમારપાળની આજ્ઞાઓ

રાજાએ એ બધું નમ્રચિત્તે આનંદપૂર્વક સ્વીકાર્યું; અને પોતાના જીવનમાં તે પ્રમાણે વર્તવાની દૃઢ પ્રતિજ્ઞા કરવાનું પણ નક્કી કર્યું. રાજ્યના દરેક ભાગોમાં જ્યાં જ્યા દેવીમંદિરોમાં પશુવધ થતો હતો તેને અટકાવવા અનેક ફરમાનો કાઢ્યાં.

શિકાર, જુગારખાના, દારુનાં પીઠાં અને પ્રજાની બરબાદી કરનારી બીજી અનેક માદક ચીજો અને પ્રવૃત્તિઓ ઉપર સખત અંકુશ મુકવાના હુકમો કાઢયા; અને પ્રજાને આ બધું સ્પષ્ટપણે જાણ કરવા સ્થળે સ્થળે જાહેર ઘોષણાઓ પણ કરાવી. તથા સ્રીનો વારસાહક્ક સ્થાપિત કરી, કોઈ પણ અપુત્રિયાનું ધન ન લેવાની આજ્ઞા કરી.

આ રીતે સૂરિજીએ રાજાના હૃદયમાં જૈનધર્મની પ્રતિષ્ઠાને અંકિત કરી અને તે દ્વારા ગૂજરાતની પ્રજાની અને સર્વ ધર્મની પરંપરાઓની પણ ઠીક ઠીક રક્ષા કરી; એ કથન સર્વથા સુસંગત છે.

વળી, પ્રસંગે પ્રસંગે જ્યારે રાજા મળતો ત્યારે જેમ સિદ્ધરાજને તેઓ સંબોધતા તે જ પ્રકારે કુમારપાળને પણ સંબોધી લોકરક્ષાની એક પણ તક તેઓ ન જવા દેતા. કોઇ પણ ધર્મના અનુયાયીને લેશ પણ અન્યાય ન થાય તે માટે આચાર્ય હેમચંદ્ર વિશેષ કાળજી કરતા; અને તેથી જ તેમના ઉપર સર્વ ધર્મના લોકો એકસરખો ભાવ રાખી, જૈનધર્મની પ્રભાવનામાં વગર સંકોચે સામેલ થતા.

## કુમારપાળની અંગત અથડામણ

રાજાએ પોતાની મર્યાદામાં જૈનધર્મનો સ્વીકાર કર્યો અને સૂરિજીના ઉપદેશથી પ્રેરાઇને તેણે પોતાના આખા રાજ્યમાં દેવીનાં મંદિરોમાં થતો પશુવધ અટકાવવા આકરાં પગલાં પણ લેવા માંડયાં, પશુવધની જે પ્રથા તે વખતે ચાલતી હતી તે કાંઈ નવી ન હતી. તેને શાસ્ત્રોનો ટેકો હતો, પરંપરાની સહાય હતી અને રાજકુટુંબના વૃદ્ધોની હુંફ પણ જેવી તેવી ન હતી.

રાજકુટુંબનાં વૃદ્ધો એમ ચોક્કસ માનતાં કે દેવીઓને ધરેલા એ ભોગથી જ રાજાનું, રાજકુટુંબનું અને પ્રજાનું કુશળ છે—તેઓનો આ વહેમ તેમના મનમાં એવો દૃઢ હતો કે તેને ઝટ ખસેડવો મુશ્કેલ હતું.

આ રીતે એક તરફ પ્રાચીન લોકોનો એ વહેમ અને બીજી તરફ કુમારપાળની એ મૂગાં પશુઓ તરફની દયાવૃત્તિ એ બે વચ્ચે કેટલીકવાર ભારે અથડામણો ઊભી થતી. છતાં કુમારપાળ પોતાની બુદ્ધિને સ્થિર રાખી, આવેશમાં આવ્યા વિના જ તેનું નિરાકરણ શોધતો અને તે કામમાં આચાર્યની પણ સલાહ લેતો.

એક પ્રસંગની વાત છે કે, આસો મહિનાના શુક્લપક્ષના દિવસોમાં એટલે નવરાત્રમાં રાજમાન્ય કંટેશ્વરીદેવી અને બીજી રાજરક્ષક દેવીઓને પશુઓનો બલિ પરંપરાથી ચડયા કરતો, એથી નવરાત્ર પાસે આવતાં તે તે દેવીઓના પૂજારીઓએ રાજા પાસે આવીને જણાવ્યું કે

"મહારાજા ! આપણા વડિલોના નિયમ પ્રમાણે નવરાત્રને પ્રથમ દિવસે રાજપ્રજાપાલક એ આપણી જગદંબાઓને રાજા તરફથી તેના રાજ્યના અને પ્રજાના ક્ષેમકુશળ માટે સો બકરાં અને સો પાડા

ચડાવવાં જ જોઈએ, બીજે દિવસે બસ્સેં; અને એ પ્રમાણે જેટલામો દિવસ હોય તેટલાં બકરાં અને પાડા નવ દિવસ સુધી ચડાવવાનાં છે– છેક છેલ્લે દિવસે નવસેં બકરાં અને નવસેં પાડા હાજર રહેવાં જોઈએ.”

“આવી વ્યવસ્થા હોય તો જ એ માતાઓનાં ખપ્પર ભરાય અને આપનું તથા દેશનું ક્ષેમકુશળ રહ્યા કરે, નહિ તો એ દેવીઓ કોપેઃ એથી દેશભરમાં ભારે ઉત્પાત થાય, તેમાં રાજા કે પ્રજાને ભારે હાનિ પહોંચે. આ બલિદાનની રીત કંઈ આજ-કાલની નવી નથી. એ તો સોલંકીઓના મૂળ પુરુષે પ્રવર્તાવેલી છે. માટે આપ આમાં હા ના કરો એ કાંઈ ઠીક ન કહેવાય.”

———

## ૨૩

## રાજાની ગૂંચનો ઉકેલ

રાજાએ નવો જ ધર્મ સ્વીકારેલો; પશુવધ અટકાવવાનાં તાજાં ફરમાનો કાઢેલાં અને તે બાબતની ઘોષણાઓ પણ કરાવેલી. પરંતુ આ તો ઘરની વાત આવી અને વળી તેમાં રાજ્યના વૃદ્ધ-પુરુષોનો તથા બીજા રાજકુટુંબીઓનો ખાસો ટેકો હતો.

એટલે આ ગૂંચનો જાતે નિકાલ થવો વિશેષ કઠણ લાગ્યો. તેથી આ બાબત તેણે હેમચંદ્રની સલાહ મેળવવા સત્વર વ્યવસ્થા કરી.

ઉચિત સલાહ મળતાં જ તેણે પોતાની પાસે આવેલા પુરોહિતોને—પંડા અને પૂજારીઓને તેમના કહેવા પ્રમાણેની વ્યવસ્થા કરવાની હકીકત જણાવી સંતોષ્યા.

રાજાએ જાતે પોતાની દેખરેખ નીચે નવરાત્રને પ્રથમ દિવસે રાત્રે સો બકરાં અને પાડા તે તે દેવીઓના મંદિરમાં મૂકવાની ગોઠવણી કરી. મંદિરમાં પશુઓને પૂર્યાં, પછી તેના દરવાજા મજબૂત રીતે બંધ કરાવ્યા; અને મંદિરની આજુબાજુ ચારે તરફ ચોકીઆત તરીકે પોતાના ખાસ વિશ્વાસુ રજપૂતોને રોકવામાં આવ્યા.

બીજે દિવસે સવારે જ્યારે રાજા દેવીઓના દર્શને મંદિરમાં આવ્યો અને દરવાજા ઉઘડાવ્યા તો તેણે જોયું કે મંદિરમાં પૂરી રાખેલાં તે બધાં પશુઓ સુખપૂર્વક ચરતાં હતાં. અને મંદિર જેવા એ સુરક્ષિત સ્થાનમાં રાત્રે સારી નિદ્રા આવેલી હોવાથી તાજાંમાજાં થયેલાં જણાતાં હતાં. આ જોઈને તેણે પૂજારીઓને કહ્યું:

"જુઓ, મેં તો જગદંબાઓને આ જાનવરો ધરી દીધાં હતાં. દેવીઓ તેમને ખાવા ઇચ્છત તો તેઓ બધાંને ખલાસ જ કરી નાખત; પણ આ પરમ કૃપાળુ જગદંબાઓએ એમ નથી કર્યું. તેથી એમ ચોક્ખું જણાય છે કે આ દેવીઓને માંસભોજન કોઈ રીતે ઇષ્ટ નથી. તેમને તેમાં કોઈ પ્રકારનો આનંદ જ નથી આવતો. આ તો તમારૂં જ પાખંડ જણાય છે.

"હે પૂજારીઓ! તમને માંસભોજન ખૂબ પસંદ પડે છે તેથી આવું દેવીને નામે ખોટું તર્કટ ઊભું કરી

હજારો મૂંગાં પ્રાણીઓનો તમે જાતે વધ કરો છો એ કેટલું બધું નિંદનીય છે!

"તમારી જનોઈઓ લાજી મરે છે. આ તમારી માળાઓ અને ટીલાંટપકાં ભોઠાં પડે છે. હવે તમારૂં આ તર્કટ નહિ જ ચાલે. માટે હવે તમે શાંત થાઓ, સાત્ત્વિક થાઓ અને ફરીવાર મારી પાસે 'માર' એવો શબ્દ જ ન ઉચ્ચારતા. આ બાબત બરાબર સાવધાનતા રાખશો નહિ તો તમારાં વર્ષાસનો બંધ થશે અને ફજેતી થશે એ વધારામાં. હવે હું ધર્મને નામે પશુવધને કદી પણ ચલાવી લેનાર નથી."

આ સાંભળી પૂજારીઓ શરમાઈ ગયા અને તેઓએ પોતાને હાથે બધાં પશુઓને મુક્ત કર્યાં. છેવટે દેવીઓને અન્નનું નૈવેદ્ય ધરાયું જે પાછળથી અનાથ નિરાશ્રિત અપંગ લોકોને વહેંચી દેવામાં આવ્યું; અને પછી તો એ રવૈયો શરૂ પણ થઈ ગયો.

---

## ૨૬

## હેમચંદ્રના યોગથી કુમારપાળનું વધતું જતું સદ્વર્તન

આચાર્ય હેમચંદ્રના સદુપદેશની અસરને લીધે રાજા કુમારપાળમાં ન્યાયવૃત્તિ, કરુણાવૃત્તિ તથા પ્રજા તરફની કર્તવ્યબુદ્ધિ વગેરે અનેક ગુણો વધુને વધુ ખીલવા લાગ્યા. તેના રાજ્યમાં કેટલાય લોકો પશુ-પક્ષીઓની સાઠમારી ઉપર જ જીવનારા હતા. તેઓ મેંઢા, પાડા, કૂકડા વગેરેને લડાવી લડાવીને તેદ્વારા કમાણી કરતા હતા.

એ રીતે કમાણી મેળવતાં પ્રતિવર્ષ અનેક મેંઢા, પાડા, કૂકડાનો નાશ થયા કરતો અને પ્રજામાં પણ કઠોરતાની અસર વધ્યે જતી. વનમાં સ્વતંત્રપણે વિહરતાં પક્ષીઓનાં બચ્ચાંને પકડી પકડીને તેના વેચાણદ્વારા પણ કેટલાક લોકોનો જીવનનિર્વાહ ચાલતો.

આ બધી નિર્દયતાવાળી પ્રવૃત્તિઓને રોકવા તેણે રાજબંધારણો ઘડ્યાં. અને પોતાના આખા

રાજ્યમાં આવું નિર્દય વર્તન કોઈ ન ચલાવે તેની સંભાળ માટે પાકો બંદોબસ્ત પણ કર્યો.

જે લોકો એ જ ધંધા ઉપર જીવતા હતા તેને યોગ્ય ધન આપી, જમીન આપી બીજા ધંધા તરફ યોજ્યા; અને એ રીતે મેંઢા, પાડા કે કૂકડાના લોહીથી ખરડાતાં મેદાનોને તેણે મોટા મોટા આરામોના રૂપમાં ફેરવી નાખ્યા.

પ્રજાની ખેતીસમૃદ્ધિ વધે તે માટે રાજા કુમારપાળે પશુઓ ઉપરનો કર—પૂંછડા વેરો—રદ કર્યો, ગાડાં કે બીજાં વાહનો ઉપરનો ટોલ મૂકી દીધો; તથા આ સિવાય બીજા એવા અનેક અનિષ્ટ વ્યાપારોને રદ કરી, તેદ્વારા રાજ્યમાં આવતું અઢળક ધન પણ જતું કર્યું. દુઃખી જૈનો કે બીજાઓને યોગ્ય પ્રસંગે સહાયતા પહોંચાડવાનું તે કદી ચૂકતો નહિ. વળી તેણે પોતાના રાજ્યમાં સ્થળે સ્થળે એવાં અનેક અન્નસત્રો બેસાડેલાં કે જ્યાં દરેક અન્નાર્થી અન્ન મેળવી શકે. અર્થાત 'તેના આખા રાજ્યમાં કોઈ ભૂખ્યો ન સૂવે' એવી દાનની સુંદર વ્યવસ્થા તેણે ગોઠવી દીધી.

આ અને આવી બીજી સુંદર પ્રવૃત્તિઓને કારણે ગૂજરાતની પ્રજા તેને 'શરણાગતત્રાતા' કહેતી અને તેના વચનને યુધિષ્ઠિરના સત્ય જોડે સરખાવતી.

### હેમચંદ્ર તરફ રાજા કુમારપાળની અચળ શ્રદ્ધા

આચાર્ય હેમચંદ્ર સાથે રાજા કુમારપાળનો ધર્મપરિચય જેમ જેમ વધતો ગયો તેમ તેમ રાજા કુમારપાળની હેમચંદ્ર તરફની શ્રદ્ધા વિશેષ ને વિશેષ દૃઢ થવા લાગી.

હેમચંદ્ર પણ રાજાની એ શ્રદ્ધાનો વધારે ને વધારે સદુપયોગ જ કરતા. એવી અચળ શ્રદ્ધાને પરિણામે રાજા કુમારપાળને જૈનધર્મનાં અંધારણો વધુને વધુ રુચિકર થવા લાગ્યાં. પોતે પણ તે પ્રમાણે વર્તવાને સદા ઉત્સુક રહેતો. 'કોઈનું કાંઈ છીનવી લેવામા કે માત્ર વિજયમદને કારણે લડાઈ કરવામાં મહાપાપ છે.'—એ વસ્તુ તેના મનમાં બરાબર બેસી ગઈ હતી.

માટેજ શૂરવીર રાજા કુમારપાળ લોભ કે અહંતાને વશ થઈ લડાઈ લડવા કદી રાજી ન થતો; તેથી બીજા કેટલાક લુબ્ધ અને ઉન્મત્ત રાજાઓ તેની આ પરિસ્થિતિનો લાભ લઈ તેના ઉપર ધસારો લઈ જવાનો વિચાર કરતા. પણ આવી રીતે અચાનક ધસી આવતા લોભી રાજાઓને તે કદી શિક્ષા કર્યા વગર ન રહેતો. અને આવા કેટલાય પ્રસંગોમાં આચાર્ય હેમચંદ્ર ઉપરની તેની અખૂટ શ્રદ્ધા પણ સારી સહાય આપતી. આવા એક પ્રસંગની વાત નીચે પ્રમાણે છે:

## ૨૫

## હેમચંદ્રનું અદ્‌ભુત સામર્થ્ય

રાજા કુમારપાળે પોતાના દૂતોદ્વારા જાણ્યું કે કલ્યાણકટકનો રાજા તેના ઉપર અચાનક ધસવાનો વિચાર કરે છે અને તે માટે તે ગૂજરાત તરફ પ્રયાણ પણ કરી ચૂક્યો છે.

કુમારપાળે વિચાર્યું કે આ યુદ્ધમાં લાખો માનવો અને પશુઓનો સંહાર થયા વિના રહેવાનો નથી; અને એ સંહાર પણ તદ્દન નકામો જ છે. તો કોઈ પ્રકારે આ સંહાર અટકે એ માટે તેણે આચાર્યની સલાહ પૂછી. આચાર્ય ઉપર તેની શ્રદ્ધા ખૂબ જ હતી.

આચાર્યે તેને સાંત્વન આપતાં કહ્યું: રાજન! આ પ્રસંગે જરા પણ ગભરાવાનું કારણ નથી, તમે તો શૂરવીર છો, ગમે તેવા બળિયાને પણ ભોંભેગો કરી શકવા સમર્થ છો; છતાં આ નકામો સંહાર અટકાવવા જે તમો વિચારો છો તે અતિ પ્રશંસનીય છે.

"તમને હું મારા અસંદિગ્ધ દિવ્યજ્ઞાનથી જણાવી શકું છું કે આ પ્રસંગે તમારે હથિયાર ઉઠાવવાં જ નહિ પડે. જે સંહારની તમે કલ્પના કરો છો તે આપોઆપ અટકી જશે. એ લડવાને નીકળેલો રાજા ગૂજરાત સુધી પહોંચી શકવાનો જ નથી; પણ અધવચ્ચે જ લટકી રહેવાનો છે."

આ સાંભળી કુમારપાળ વધુ મુંઝવણમાં પડયો. આ વખતે આચાર્ય ઉપરની તેની શ્રદ્ધાની ખરી કસોટી હતી. એક તરફ ન્યાયપૂર્વક લડવાનો ક્ષત્રિયધર્મ તેને આવા અન્યાયી રાજાને દંડ દેવાનું સૂચવતો હતો ત્યારે બીજી તરફ આચાર્ય હેમચંદ્રનું વચન તેને તેમ કરવાને નિષેધતું હતું.

વળી, હેમચંદ્રે બતાવેલા ભવિષ્યની શ્રદ્ધામાં ને શ્રદ્ધામાં રાજા તણાય અને કશી તૈયારી ન કરે તો લોકોપહાસનો પણ તેને ભારે ભય હતો. આવા ધર્મસંકટમાં તેણે ગંભીરપણે વિચારી આ પ્રસંગે એક અખતરો કરવાની ખાતર પણ પોતાની શ્રદ્ધામાં લેશ પણ ઊણપ ન આવવા દીધી; અને થનાર લડાઈની કશી ચિંતા ન કરતાં નિત્ય નિયમ પ્રમાણે તે પોતાની શ્રદ્ધા ઉપર અચળ રહ્યો.

આ પરિસ્થિતિને હજુ એક જ અઠવાડિયું થયું હતું ત્યાં તો 'કલ્યાણકટકનો રાજા અવસાન પામ્યો છે' તેવા ચોક્કસ સમાચાર રાજદૂતો લાવ્યા.

આ હકીકત જાણતાં જ કુમારપાળને શ્રદ્ધાની કિંમત સમજાઈ, ધીરજ અને શાંતિની મહત્તા તેના હૃદયમાં છેક ઊંડી ઊતરી ગઈ. તેણેધાર્યું કે શ્રદ્ધાપૂર્વક ધીરજ કે શાંતિ ન રાખી હોત અને લડાઈની ધમાધમમાં ફસાયો હોત તો લડનારો આવતાં આવતાં પણ અહીં જ કેટલો બધો નકામો સંહાર થઈ જાત અને દેશમા અશાંતિ ફેલાત તે જુદી. આવે બીજે પ્રસંગે પણ આચાર્યે પોતાની દિવ્યવિદ્યાના બળે રાજા કુમારપાળને લડાઈ કરતો અટકાવી દેશની શાંતિ સુરક્ષિત રાખી હતી.

તે પ્રસંગ ગીઝનીના ગનુની મુસલમાન સુલતાન અને કુમારપાળની વચ્ચેનો હતો. આચાર્યે એવે અણીને વખતે પોતાની વિદ્યાશક્તિને ઉપયોગમાં ન લીધી હોત તો ભારે યુદ્ધ થાત, લાખોનો સંહાર થાત, ગુજરાત માતાનુ સૌભાગ્ય ખંડિત થાત અને એક બીજા વચ્ચે વેરની પરંપરા વધ્યા કરત.

પણ હેમચંદ્રનું જ્ઞાન અને કુમારપાળની શ્રદ્ધા એ બન્નેના સ્નેહસંમેલનદ્વારા આવા ને આવા કેટલાયે સંહારો અટકી જવા પામેલા.

હવે તો આચાર્ય તરફની કુમારપાળની શ્રદ્ધામાં દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. પણ એ શુદ્ધ શ્રદ્ધામાં અંધતા ભેળવાએલી હતી તેમ કોઈ ન સમજે.

## ૨૬

## હેમચંદ્રનું ધન્વંતરિકૌશલ

હેમચંદ્ર વિદ્વાન હતા, ત્યાગી હતા, સમયસૂચક હતા, તેવા જ તે એક સિદ્ધહસ્ત ધન્વંતરિ પણ હતા. તેઓ પોતાના મનોબળના પ્રયોગોથી રોગોને શમાવવાનું અદ્ભુત સામર્થ્ય ધરાવતા હતા. ઔષધિઓની પણ તેમને સરસ માહિતી હતી. પરંતુ ઔષધોપચાર કરતાં મનોબળનો ઉપચાર તેમને મન અધિક નિર્દોષ અને રામબાણ જણાયો હતો.

આથી કેટલેક પ્રસંગે તેમણે રોગોના શમન માટે પોતાના મનોબળના પ્રયોગો કરી બતાવ્યા હતા. કહેવાય છે કે સોલંકી વંશનો મૂળપુરુષ મૂળરાજ કુષ્ઠી હતો તેથી સોલંકી વંશના રાજાઓમાં એ રોગ વારસાઉતાર ઉતરી આવેલો. આને પરિણામે રાજા કુમારપાળને પણ કોઢ નીકળેલો.

કુમારપાળનો એ અસહ્ય અને મહાદુઃખકર કોઢ આચાર્ય હેમચંદ્રે પોતાની મનઃશક્તિના બળે શમાવી દીધો અને તેની કાયા કંચનવર્ણી કરી દીધી.

વળી, એકવાર ઉદયન મંત્રીનો પુત્ર આંબડ (આમ્રભટ) શ્રીમુનિસુવ્રત ભગવાનના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવતાં બહુ માંદો પડી ગએલો; તેને પણ પોતાની યોગશક્તિના બળે આચાર્યે તાજોમાજો કરી દીધો હતો.

આંબડ પથારીવશ હતો; અને ઊઠી શકતો નહિ તેથી પોતાના શિષ્ય યશશ્ચંદ્રને સાથે લઈ હેમચંદ્ર આંબડ પાસે પહોંચ્યા અને તેને નિરોગી કર્યો.

તેમણે 'વદ્યકનિઘંટુ' નામનો વૈદ્યક શબ્દકોશ બનાવીને પણ પોતાની કુશળ વૈદ્ય તરીકેની સાબીતી કરી આપી છે.

આ રીતે જીવિતદાન દેનાર આચાર્ય, કુમારપાળ વગેરેને મન પ્રભુના અવતાર જેવા જણાવા લાગ્યા.

---

## ૨૭

## આચાર્ય અને રાજાની મહત્ત્વાકાંક્ષા
## ગુરુ દેવચંદ્રની ટકોર

રોગાદિક અનેક વિઘ્નોથી બચી ગએલા રાજા કુમારપાળને એકવાર એવો વિચાર થયો કે 'પર-દુઃખભંજન રાજા વિક્રમની પેઠે કાયમને માટે અમર થાઉં તો ઠીક; મારી પોતાની કીર્તિ વર્તમાનમાં તો છે; પણ એવી જ કીર્તિ ભવિષ્યમાં પણ કાયમ રહે એવો કાંઈક પ્રયત્ન થાય તો ધારેલો મનોરથ જરૂર સફળ થાય.'

તેણે વિચાર્યું કે મારા ગુરૂ આચાર્ય હેમચંદ્ર આ બાબત જરૂર કોઈ વ્યવહારુ માર્ગ બતાવી શકશે. તેથી તેણે રાજમંત્રીને મોકલીને આચાર્યની મુલાકાત લીધી અને તેમની સમક્ષ પોતાનો એ સંકલ્પ નમ્રપણે જણાવ્યો.

હાજરજવાબી આચાર્યે એ માટે બે માર્ગ બતાવ્યા: એક તો આખી પૃથ્વીને કરજના ભારથી મુક્ત કરીને રાજા વિક્રમની પેઠે પોતાનો — કુમારપાળનો —સંવત ચલાવવાનો, અને બીજો રાજમાન્ય સોમનાથ મહાદેવના દેવાલયનો જીર્ણોદ્ધાર કરી શિલાલેખદ્વારા નામને ટકાવી રાખવાનો.

આખી પૃથ્વીને કરજ મુક્ત કરવાનું કામ ખૂબ ધન હોય તો જ સાધી શકાય; પણ એટલું બધું ધન ક્યાંથી લાવવું? એથી હેમચંદ્રે સોમનાથ મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની સૂચના માન્ય રાખવા રાજાને જણાવ્યું. રાજાની મહત્ત્વાકાંક્ષા ખૂબ સતેજ થઈ હતી. તેને મન જમીનમાં દટાએલો કે મંદિરમાં કોતરાએલો શિલાલેખ જગતમાં પોતાની નામના અમર કરી શકે કે કેમ, એ સંદિગ્ધ હતું. એથી તેણે તો પોતાનો સંવતનો કોડ આચાર્યને ફરીફરીને જણાવ્યો અને તેને પાર પાડવા તેમની પાસે સહાયતાની માગણી કરી.

અહીં કર્મશાસ્ત્રના જાણકાર આચાર્ય ભીંત ભૂલ્યા અને કુમારપાળની માગણીને વશ થઈ તેને કહેવા લાગ્યા કે "આ માટે એક માર્ગ મારા ધ્યાનમાં છે જો તે યુક્તિ સફળ થાય તો તારો બેડો પાર."

તેમણે કુમારપાળને જણાવ્યું કે "મારા ગુરુ દેવચંદ્ર સૂરિને તાંબામાંથી સોનું કરતાં મેં નાનપણમાં જોએલા છે. જો આપણે તેમને અહીં બોલાવી શકીએ અને આપણી પ્રાર્થના તેમને ગળે ઊતારી શકીએ તો કદાચ આપણું ધાર્યું પાર પડી જાય."

રાજા તેમાં સંમત થયો અને પાટણના જૈન સંઘે તથા સર્વ પ્રજાએ આચાર્યની એ સૂચના સ્વીકારી. તેથી જૈન સંઘના નામે શ્રીદેવચંદ્રસૂરિને પાટણમાં આવવાના સમાચાર શીઘ્ર પહોંચાડવામાં આવ્યા. સંઘનું આમંત્રણ મળતાં જ પોતાની આધ્યાત્મિકશુદ્ધિની સાધનાને પડતી મૂકીને પણ સૂરિજી તાબડતોબ પાટણ આવી પહોંચ્યા. શિષ્ય હેમચંદ્રે તેમને પરાભક્તિથી સતકાર્યા સન્માન્યા; તેમ રાજા કુમારપાળે અને પાટણના લોકોએ પણ તેમનો ભારે આદર કર્યો.

પાટણની પૌષધશાળામાં તે મહાન તપસ્વી ગુરુ દેવચંદ્રની સમક્ષ મનુષ્ય જાતને ઋણમુક્ત કરવાનો કુમારપાળનો સંકલ્પ અને તેદ્વારા થતી જૈનધર્મની અસાધારણ પ્રભાવના વિશે આચાર્યે પોતાના વિચારો બહુ નમ્રતાથી રજુ કર્યા. અને તે માટે પોતે નાનપણમાં જોએલી સુવર્ણસિદ્ધિવાળી હકીકતની તેમને યાદી આપી સહાયતા કરવા આજીજી કરી.

ગંભીર આચાર્ય દેવચંદ્રજી આવા નજીવા મોહપૂર્ણ કારણને લીધે પોતાની અગત્યની લોકોત્તર સાધનામાં પોતાના જ શિષ્યે પાડેલા ભંગ માટે તો ગમ ખાઇ ગયા; પણ પોતાના ફરજંદ આચાર્ય હેમચંદ્રની અકલ્પનીય તુચ્છતા વિશે તેમને ભારે ગ્લાનિ થઇ આવી.

આ બાબત તેમણે હેમચંદ્રને ઘણો ઠપકો આપ્યો અને લૌકિક વાહ વાહ મેળવવા કરતાં લોકોત્તર પ્રતિષ્ઠા મેળવવા કેમ ઉદ્યત થવું તે બાબત વધારે સાવચેતી આપી પોતે તુરત જ પાટણ છોડી ગયા. જતાં જતાં તેમણે રાજાને પણ એ વસ્તુ સમજાવી અને જીવનની વિશદતા તરફ જ તેનું વિશેષ ધ્યાન ખેંચ્યું.

આચાર્ય હેમચંદ્ર પણ ખરી વાત પામી ગયા; તથા પોતાની મિથ્યા મહત્ત્વાકાંક્ષા તરફ અને જૈનધર્મની પ્રભાવનાને નામે થએલી પોતાની વાસના તરફ તેમને ભારે ઘૃણા આવી.

આથી તેઓ અંતર્મુખવૃત્તિ કેળવવા વિશેષ પ્રયત્ન સેવવા લાગ્યા અને લોકસંગ્રહ કે રાજ-પ્રવૃત્તિમાં પડતાં અચાનક ક્યાં કેવી રીતે ફસાઈ જવાય છે તેનો તેમને ખ્યાલ આવી ગયો. સાધી શકાય તેવા સામૂહિક હિતનો પ્રશ્ન પડતો મૂકી તેઓ માત્ર રાજાની જ કીર્તિ કાયમ કરવાની મૃગ-

તૃષ્ણામાં તણાયા, તે માટે જે અનેક સંકલ્પ વિકલ્પો કર્યા તથા ગુરુજીને ધ્યાનભંગ કર્યા વગેરે પોતાની પ્રવૃત્તિઓ માટે વારંવાર પસ્તાવો કરવા લાગ્યા અને હવે પછી " जयं चरे जयं चिट्ठे " જેવું પોતાના ગુરુજીએ કહેલું બરાબર ધ્યાનમાં લઈ તે પ્રમાણે અનાસક્ત રીતે પોતાનો જીવનપ્રવાહ વાળવા પણ કટીબદ્ધ થવાને તત્પર થયા.



## ૨૮

## સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર

ગુરુના ગુરુ ગયા પછી કુમારપાળ તો આભો જ બની ગયેલો, તેને આવા નિઃસ્પૃહ પુરુષની વૃત્તિનો ખ્યાલ ક્યાંથી આવે ? પણ હેમચંદ્રે તેને ગેરસમજ ન થાય તેવી રીતે આ બધી હકીકત તેના મનમાં સારી રીતે ઠસાવી અને છેવટે સોમનાથના જીર્ણ મંદિરનો ઉદ્ધાર કરવાનું કુમારપાળને સૂચવ્યું; અને રાજાએ પણ પોતાનું મન મનાવી તેમાં જ સમાધાન માન્યું.

તે વખતે સોમનાથપાટણનું મહાદેવનું મંદિર કાષ્ઠનું હોઇ અતિજીર્ણ થઇ ગએલું હતું. તેને સ્થાને પાષાણનો એક મોટો ભવ્ય પ્રાસાદ બંધાવી કુમારપાળે પોતાની નામના કાયમ રખાવી એ વત

છેવટે નક્કી થઈ. એ મંદિરના બાંધકામ માટે રાજાએ પોતાના ખાસ સ્થપતિઓ, શિલ્પિઓ વગેરેને તુરત જ પ્રભાસપાટણ મોકલી આપ્યા અને તે માટે જે માલ વપરાય તે સારામાં સારો મજબૂત હોવો જોઈએ એની દેખરેખ માટે યોગ્ય અધિકારીને ત્યાં નીમી દીધો.

આચાર્ય હેમચંદ્રે રાજાને કહ્યું કે, "મહારાજા ! 'શ્રેયાંસિ બહુવિઘ્નાનિ' હોય છે; માટે આપે આવા માંગલિક કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ માટે તે પૂરૂં થાય ત્યાં સુધી કોઈ એક મંગલરૂપ અનુષ્ઠાન કરવું જ જોઈએ. તો તમે એ પ્રાસાદ પૂરો થતાં સુધી અખંડ બ્રહ્મચર્ય સાચવી રાખો તો એ સારામાં સારૂં અનુષ્ઠાન છે."

જ્યારે બે વર્ષે એ પ્રાસાદ પૂરો થયાના ખબર આવ્યા ત્યારે તુરત જ હેમચંદ્રે રાજાને બોલાવીને ફરી વાર કહ્યું કે "જ્યાં સુધી એ મંદિરના શિખર ઉપર તમો ધ્વજદંડ ન ચડાવો, ત્યાં જઈને સોમનાથ મહાદેવની પ્રતિષ્ઠા કરી તેમની પૂજા ન કરો ત્યાં સુધી તમારે પૂર્વની પેઠે અખંડ બ્રહ્મચર્ય પાળવાનું જ છે."

પણ રાજાને આ અનુષ્ઠાન હવે વધારે વખત ટકાવવું આકરૂં લાગ્યું તેથી તે તુરત જ સોમનાથ-ની યાત્રાએ કાઠિયાવાડ તરફ નીકળી આવ્યો અને

પોતાના ગુરૂ હેમચંદ્રને પણ સોમનાથની યાત્રાએ આવવાનું નોતરૂં દેતો ગયો.

આચાર્ય વલભી-વળા, શત્રુંજય, ગિરનારની યાત્રા કરતા કરતા જેવો રાજા સોમનાથ પહોંચ્યો તેવા જ ત્યાં પહોંચી ગયા. ત્યાં જઈ સોમનાથને દર્શને આવી આચાર્યે અપૂર્વ ભક્તિદ્વારા શ્રીસોમનાથ મહાદેવની સ્તુતિ કરી અને તેમના તરફની પોતાની ભક્તિ વ્યક્ત કરી.

રાજાએ પણ સોમનાથની વિધિવત પૂજા કરી પોતાનું કલ્યાણ વાંછ્યું. આ રીતે આચાર્ય હેમચંદ્રે રાજા કુમારપાળને જૈનધર્મમાં દૃઢ કરવા ઘણા પ્રસંગો સાધી ગૂજરાતમાં જૈનધર્મને સુરક્ષિત કર્યો, દીર્ઘજીવી કર્યો તથા એદ્વારા સારા ગૂજરાતમાં એક શાંતિદૂતનું કામ કર્યું.

---

૨૯

## પ્રજાપાલક હેમચંદ્ર

એક વાર હેમચંદ્ર, ગોચરીએ — ભિક્ષાવૃત્તિ માટે — ફરતા ફરતા કોઈ એક ગરીબ શ્રાવકને ત્યાં આવી ચડયા. એ શ્રાવકે તેમને ઘણા ભાવ સાથે જારની ઘેંશ વહોરાવી; અને ખાદીનું જાડું થાન દાનમાં આપ્યું.

હેમચંદ્ર તો રાજગુરુ હતા એટલે તેમને આવી ઘેંશ અને જાડું કાપડ લેવાનો પ્રસંગ ભાગ્યે જ આવતો. છતાં એ ગરીબ શ્રાવકે આપેલું દાન તેમણે ઘણી ખુશીથી લઈ લીધું. તેઓ પોતાને ઉતારે આવી એ ઘેંશ આનંદપૂર્વક આરોગી ગયા અને એ ખાદીનું કપડું ઓઢી, બપોરની ચર્ચામાં રાજા સમક્ષ આવી બેઠા.

રાજાએ આચાર્યના મુખ ઉપરની ગાઢ ગંભીરતા પારખીને તેમને જણાવ્યું કે "ગુરુજી! આજે આપ આટલા બધા ગંભીર કેમ છો?" આચાર્યે જણાવ્યું કે "જ્યારે રાજા, પ્રજા તરફનો પોતાનો ધર્મ ચૂકે ત્યારે અમે અકિંચન લોકો ગંભીર થયા સિવાય બીજું શું કરી શકીએ?"

રાજા ગભરાયો અને હેમચંદ્રને પગે પડીને વીનવવા લાગ્યો કે "મહારાજ! શું મારો કોઈ વાંક જણાયો છે?" આચાર્યે પેલી ઘેંશ અને શરીરને છોલી નાખે એવા તે કર્કશ કાપડની વાત રાજાની સામે મૂકી ને તેને જણાવ્યું કે,

"અમારે તો ઘેંશ જ યોગ્ય છે, જેને સ્વાદેંદ્રિય ઉપર જય મેળવવો હોય તેને માટે તો લૂખો સૂકો ખોરાક અને તેવું જ કાપડ ઉચિત છે પણ જેઓ ગૃહસ્થાશ્રમમાં રહીને અનેક પ્રકારે શારીરિક મજૂરી કરી રહ્યા છે તેઓ કોરી ઘેંશ ખાઈને કેમ નભી શકતા હશે? ઘેંશ કાંઈ એવો પોષક પદાર્થ નથી.

"આ પરિસ્થિતિમાં તમારે તમારી રંક પ્રજાની ખૂબ સંભાળ લેવી ઘટે. રાજા! તમે અને તમારા અમલદારો માલમલીદા ઉડાવો અને જેને લઈને તમે માલમલીદા ઊડાવો છો એ પ્રજા કોરી ઘેંશ ખાય અને જાડું કાપડ પહેરે એ તમારા રાજધર્મને કલંકરૂપ નથી? રાજકોષમાં આટલું બધું ધન

ભેગું કરીને શું કરશો? શું એ ધનને છાતીએ બાંધીને સાથે લઇ જવાના છો? તમો રાજધર્મ ચૂકશો તો 'નરકેસરીને' બદલે 'નરકેશ્વરી' થવાના એ ન ભૂલજો. ખરી વાત તો એ છે કે તમો જાતે નગરમાં ફરી ફરીને લોકચર્ચા જુઓ; તો તમોને જણાશે કે તમારી આ રાજધાનીમાં જ કેટલી બધી ગરીબી છે? તમારે એનો પાકો બંદોબસ્ત કરવો ઘટે.

"એક સ્થળે તો સોનાની લગડીઓ ભરી પડી છે અને બીજે સ્થળે ખાવા માંડ ઘેંશ મળે છે. એ ક્યાંનો ન્યાય? જ્યાં સુધી એ બાબત પાકો બંદોબસ્ત ન થાય ત્યાં સુધી હું તો રોજ ઘેંશ ખાવાનો અને આવું જ કાપડ પહેરવાનો."

રાજાને પોતાની ભૂલ સમજાઈ; પોતે ગદગદ થઈ ગુરુને નમી પડ્યો અને આ બાબત તાબડતોબ વ્યવસ્થા કરવાની પ્રતિજ્ઞા પણ કરી.

રાજભવનમાં પહોંચતાં જ પોતાના ખજાનચીને બોલાવી તેણે જણાવ્યું કે "આપણા નગરમાં જે લોકો ગરીબીના કારણે હેરાન થાય છે તે બધાંની તપાસ કરી તેમને પૂરતા ધનની સહાયતા આપો અને તેમને માટે યોગ્ય ધંધાનો પ્રબંધ પણ કરી આપો જેથી તેઓ પોતાનો સમય સુખપૂર્વક નિર્ગમી શકે. આ બાબત પૂરતી કાળજી રાખી તુરતમાં જ વ્યવસ્થા કરો."

આવું ફરમાન કાઢી રાજા કુમારપાળે હેમચંદ્ર પાસે આવી વિનંતી કરી કે "હવે આપ ઘેંશ છોડો;" છતાં આચાર્યે રાજાની વિનંતી માન્ય ન રાખી. હવે તેઓ તદ્દન સાદા ખોરાક અને કાપડ ઉપર રહેવા લાગ્યા અને પોતાના ગુરુની ભલામણ પ્રમાણે વિશેષને વિશેષ અંતર્મુખ થવાનો પ્રયત્ન સેવવા લાગ્યા.

આ રીતે આચાર્ય હેમચંદ્રે રાજગુરુ કરતાં પ્રજાગુરુનું પદ જીવતાં સુધી વધારેમાં વધારે શોભાવ્યું.

---

## ૩૦

## હેમચંદ્રની કૃતિઓ

આચાર્ય હેમચંદ્રે સંસ્કૃતનું સાંગોપાંગ વ્યાકરણ, વ્યાપક પ્રાકૃત જૈન–આર્ષ–પ્રાકૃત પ્રાંતિક પ્રાકૃતો અને પ્રાચીન ગૂજરાતી ભાષાનું વ્યાકરણ, અલંકારશાસ્ત્ર, છંદઃશાસ્ત્ર, સંસ્કૃતનો મોટો કોશ, દેશીભાષાનો કોષ, વૈદ્યક નિઘંટુ વગેરે ગ્રંથો લખીને ગૂજરાતનું સાહિત્યદારિદ્રય દૂર કર્યાની હકીકત ઉપર આવી ગઈ છે.

આ ઉપરાંત તેમણે સંસ્કૃતનું દ્વયાશ્રય કાવ્ય, પ્રાકૃતનું દ્વયાશ્રય કાવ્ય, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, પરિશિષ્ટપર્વ, યોગશાસ્ત્ર, પ્રમાણમીમાંસા, અન્યયોગ-વ્યવચ્છેદ અને અયોગવ્યવચ્છેદને લગતી બત્રીશીઓ, વીતરાગસ્તોત્ર વગેરે અનેક ગ્રંથો લખ્યા છે.

સંસ્કૃત અને પ્રાકૃત દ્વયાશ્રયમાં કુમારપાળ સુધીના સોલંકી રાજાઓનો સવિસ્તર વૃત્તાંત આપેલો છે. એ વૃત્તાંતમાં સોલંકીઓનાં પરાક્રમો, બીજા રાજાઓ સાથેનાં તેમનાં શૌર્યયુદ્ધો, તેમણે કરાવેલા મોટા મોટા આરામ, વિહાર, તળાવ વગેરે પ્રજોપયોગી કાર્યો ઇત્યાદિ ખૂબ વીગતથી નોંધાએલું છે. એ કાવ્યમાં એક તરફ ઉપર્યુક્ત ઇતિહાસની હકીકત ચાલી આવે છે અને બીજી તરફ પોતે બનાવેલા વ્યાકરણમાં ટાંકેલાં દરેક ઉદાહરણોની હારમાળા ગુંથાયેલી છે. આમ છે માટે જ તેનું નામ દ્વયાશ્રય (બે આશ્રયવાળું) મહાકાવ્ય છે. વ્યાકરણના અને ઇતિહાસના અભ્યાસીને આ કાવ્ય બહુ ઉપયોગનું છે.

ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્રમાં ચોવીશ તીર્થંકરો, બાર ચક્રવર્તીઓ, નવ બળદેવો, નવ વાસુદેવો અને નવ પ્રતિવાસુદેવો–એમ ત્રેસઠ મહાપુરુષોનાં ચરિત્રો વર્ણવાએલાં છે, એ બધું ચિત્રણ જો કે છે તો પૌરાણિક પદ્ધતિએ; તોપણ તેમાંથી ઘણો અગત્યનો ઇતિહાસ તારવી શકાય એમ છે. તેમાં સ્થળે સ્થળે આપેલી વીગતોદ્વારા હેમચંદ્રનું સમાજ-સુધારાનું માનસ પારખી શકાય એમ છે. તેમાં હેમચંદ્રના જમાનાની સમાજસ્થિતિ, દેશસ્થિતિ, લોકોની રીતભાત તેમાં ખાસ કરીને ગૂજરાતની પરિ-

સ્થિતિ એ બધું એ ચરિત્રમાં વર્ણવાયેલી હકીકતોમાં પદે પદે ભર્યું પડ્યું છે.

**પરિશિષ્ટ પર્વ**માં ભગવાન મહાવીરથી માંડી યુગપ્રધાન વજ્રસ્વામી સુધીનો વૃત્તાંત હેમચંદ્રે મૂકેલો છે. તેમાં એક અખંડ જૈન સંઘમાં પેદા થયેલા મતભેદો, શ્રુતપરંપરાનો વિચ્છેદ અને ઉદ્ધાર, દેશમાં પડેલી બાર દુકાળી, સાધુ સંઘની સંયમપરાયણતા અને શિથિલતા, સંઘની મહાસત્તા, મગધનો સમ્રાટ શ્રેણિક વા ભંભાસાર (બિંબિસાર) અજાતશત્રુ કોણિક, સંપ્રતિ, ચંદ્રગુપ્ત, અશોકશ્રી, નવનંદો, મૌર્યોની ઉન્નતિ અને અપકર્ષ, ગર્દભિલ્લની બળજબરી, શકોદ્વારા દેશનો ભંગ વગેરે અનેક ઐતિહાસિક બાબતો સંકળાએલી છે.

**યોગશાસ્ત્ર** તો રાજા કુમારપાળને જૈન ધર્મ સમજાવવા માટે લખાએલું હોય એમ તેના અંતિમ શ્લોકોદ્વારા માલુમ પડે છે. એમાં અહિંસા, સત્ય વગેરે સામાન્ય ધર્મો, માનવ ધર્મ, શ્રાવક ધર્મ, ગૃહસ્થોની ફરજો, રાજાની ફરજો અને સામાયિક વગેરે યોગ-સાધનાની પદ્ધતિઓ સમજાવેલી છે. એ પુસ્તક વાંચતાં આપણને માલુમ પડે છે કે હેમચંદ્ર તેમના જમાનામાં કેટલા બધા પ્રબળ સુધારક હતા.

એ ગ્રંથમાં વીશમી સદીમાં વર્ણવાય એવો સ્ત્રીજાતિનો પ્રકર્ષ નોંધાએલો છે. જે જૈનો ધર્મને

નામે બાયલા બની કાયરપણામાં ધર્મ સમજવાની ભૂલ કરતા તેમને તેમની ફરજોનું સ્પષ્ટ ભાન કરાવેલું છે, કેટલાક જૈનો પોતાની કન્યાઓનાં સગપણો કરવામાં પાપનું ભૂત માની બેઠેલા. તેમને હેમચંદ્રે નાદાન કહી સમાજધર્મનો નાશ કરનારા અને જૈન ધર્મની હેલના કરાવનારા બતાવ્યા છે.

આ ઉપરાંત તેમાં રાજધર્મ ને નીતિધર્મને વ્યવહારુ રીતે સમજાવીને સમાજવ્યવસ્થા માટે ખાસ ભાર મૂકેલો છે; અને પોતપોતાની મર્યાદા પ્રમાણે ધર્માચરણનું વિધાન બતાવ્યું છે.

**પ્રમાણમીમાંસા** અને પેલી બત્રીશીઓમાં જૈન ન્યાયની સમજૂતી આપેલી છે. પ્રમાણમીમાંસા ગ્રંથ વર્તમાનમાં પૂર્ણ મળતો નથી. ઉદયને કુસુમાંજલિમાં ઈશ્વરની સ્તુતિદ્વારા ન્યાયશાસ્ત્રને જે ઢબથી ગુંથ્યું છે તે ઢબથી એ બન્ને બત્રીશીઓમાં હેમચંદ્રે ભગવાન મહાવીરની સ્તુતિદ્વારા તર્કસરણિને સાંકળી છે. જૈન ન્યાયના અભ્યાસીને આ ગ્રંથો જૈન ન્યાયનું ભાન સરળતાથી કરાવે એવા છે.

**વીતરાગસ્તોત્ર**માં આચાર્યે વીતરાગનું સ્વરૂપ, તેની ઉપાસના અને આત્મનિંદા ગોઠવેલાં છે. એ આખું સ્તોત્ર છે તો અનુષ્ટુપમાં; પણ ભક્ત હૃદયને અત્યંત આહ્લાદક અને આકર્ષક છે

---

## ૩૧

## કલિકાળ સર્વજ્ઞ હેમચંદ્ર

જેમ એક વિશાળ પુસ્તકાલયમાં રહેલાં અનેક વિષયોને લગતાં પુસ્તકો તેના વાચકને વિવિધ જ્ઞાન આપતાં રહે છે તેમ આચાર્ય હેમચંદ્ર એક મોટા જીવંત પુસ્તકાલય સમાન હોઈ પોતાના શ્રોતાઓને અનેક પ્રકારનું જ્ઞાન આપતા રહેતા.

વ્યાકરણ, છંદ, અલંકાર, વૈદક, ધર્મશાસ્ત્ર, રાજધર્મ, નીતિધર્મ, યુદ્ધશાસ્ત્ર; સમાજવ્યવસ્થાશાસ્ત્ર, ઇંદ્રજાળવિદ્યા, શિલ્પવિદ્યા, વનસ્પતિવિદ્યા, રત્નવિદ્યા, જ્યોતિષવિદ્યા, સામુદ્રિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, ધાતુપરિવર્તનવિદ્યા, સ્ત્રીઓની ચોસઠકળા અને પુરુષની બહોંતેરકળા, રતિશાસ્ત્ર, યોગવિદ્યા, મંત્ર, તંત્ર અને યંત્ર વગેરે અનેક વિદ્યાઓના તેઓ મહાસાગર હતા.

જેને જે વિષયની માહિતી જોઈએ તે, તેમની પાસેથી સુખેથી મેળવી શકતો. તેમના મઠમાં વિદ્યાર્થીઓની અને જિજ્ઞાસુઓની સદા ભીડ રહેતી.

તેમણે વિદ્યાદાનમાં ક્યાંય પણ સંકોચ બતાવ્યો હોય એવો એક પણ દાખલો હજી સુધી મળતો નથી. આટલી બધી વિદ્યાઓના સ્વામી છતાં ફળોથી લચી ગયેલા આંબાની જેમ તેઓ ભારે નમ્ર હતા, તિતિક્ષુ હતા અને સદા જિજ્ઞાસુની પેઠે જ સૌની સાથે વર્તતા રહેતા. તેમના ગ્રંથોની સર્જન શૈલી જ તેમની એ ઢબની સાક્ષીરૂપ છે.

આવા વિદ્યાના મહાસાગર સમા સાધુપુરુષને તે કાળના લોક 'કલિકાળ સર્વજ્ઞ' કહે એ જરાયે વધુ પડતું નથી. આજની ભાષામાં 'જીવંત વિશ્વકોષ' અને એ કાળની ભાષામાં 'કલિકાળ સર્વજ્ઞ' એ બન્ને શબ્દો એકજ ભાવના વાચક છે. એમના જેવા કલિકાળ સર્વજ્ઞને લીધે તે વખતે ગૂજરાતનું ગૌરવ હતું, તેમ આજે પણ છે.

## ૩૨

## હેમચંદ્રની માતૃભક્તિ

હેમચંદ્રની માતા પાહિની સાધ્વી થએલી અને તેમને 'પ્રવર્તિની' ની માનવંતી પદવી પણ મળેલી એ વાત ઉપર આવી ગઈ છે. તેમનું અવસાન થતાં તેમની ઉત્તરક્રિયા વખતે ખુદ આચાર્ય પોતે હાજર રહેલા; અને ભારે સન્માન-પૂર્વક તેમની ઉત્તર ક્રિયા ઉજવાએલી.

તે પ્રસંગે કોઇ વિઘ્નસંતોષીઓએ એ ઉત્સવમાં વિઘ્નનો પથરો ફેંકવા ધારેલો; પણ હેમચંદ્રના પ્રભાવ પાસે એ લોકો હાથ ઘસતા જ રહ્યા. આચાર્યે પોતાની માતાની ઉત્તર ક્રિયા ભારે આકર્ષક રીતે ઉજવાવી.

મહાન વેદાંતી શંકરાચાર્ય સંન્યાસી હોવા છતાં પોતાની માતાની ઉત્તરક્રિયાને વખતે હાજર રહેલા તેમ, મહાન જૈનાચાર્ય હેમચંદ્ર સંન્યાસી હોવા છતાં માતાના અવસાન સુધી તેમના તરફનું પોતાનું કર્તવ્ય લેશ પણ ન ચૂક્યા.

હેમચંદ્ર નાનપણથી જ માતૃભક્ત હતા—પોતાની માતાના જ આદેશથી તે નાનપણમાં પણ દેવચંદ્ર પાસે રહ્યા; આચાર્ય થતાં જ માતાને આચાર્ય જેવી જ ઉત્તમ પદવી અપાવી તેમનું ગૌરવ વધાર્યું અને છેવટે તેમનું અવસાન થવા પર્યંત તેઓ પોતાની વહાલી માતાને ન જ ભૂલી શક્યા.

આ રીતે એક ઉદાર અને પ્રતાપી જૈનાચાર્યે કર્તવ્યનિષ્ઠારૂપે જે જાતની માતૃભક્તિ બતાવી છે તેને આજના જૈનાચાર્યો સમજી શકે તો કેવું સારું ?

૩૩

## હેમચંદ્રનું ઇન્દ્રજાળ

વર્તમાનમાં જેમ કેટલાક લોકો મેસ્મેરિઝમ-વિદ્યાના પ્રભાવથી અનેક પ્રકારના ચમત્કારો કરી બતાવે છે તેમ આચાર્યે પણ તેમના જમાનામાં ઈંદ્રજાળવિદ્યાદ્વારા ઘણા ચમત્કારો કરી બતાવ્યા હતા; અને તે ચમત્કારો પ્રજા અને રાજા સમક્ષ પણ રજૂ કર્યા હતા.

જ્યારે તેઓ સોમનાથના મંદિરમાં મહાદેવના દર્શને ગયા ત્યારે તેમણે તે મહાદેવના લિંગમાંથી એક ઝળહળતું સંન્યાસીનું રૂપ પ્રગટાવી તેદ્વારા રાજા કુમારપાળને પોતાના સામર્થ્યની વિશેષ પ્રતીતિ કરાવી હતી.

એક બે યુદ્ધના પ્રસંગોમાં પણ તેમણે આ વિદ્યાદ્વારા માનવસંહાર થતો અટકાવી શત્રુ રાજાને કુમારપાળને શરણે આણ્યો હતો.

તેમના સમયમાં એક દેવબોધિ નામે સંન્યાસી તેમનો પાકો હરીફ હતો. તેણે એ ઇંદ્રજાળ વિદ્યાના પ્રભાવે રાજા કુમારપાળને તેની સાત પેઢી. શિવની ઉપાસના કરતી સાક્ષાત બતાવી હતી; ત્યાર પછી આચાર્ય હેમચંદ્રે પોતે તદ્દન અદ્ધર રહીને કુમારપાળની સાત પેઢી ઉપરાંત તેના સર્વ પૂર્વજો શ્રી-જિન ભગવાનની ઉપાસના કરતા તેની સમક્ષ હાજર કરી દેખાડ્યા હતા.

જ્યારે આ જોઈને કુમારપાળ સંદેહમાં પડ્યો ત્યારે તેમણે ઇન્દ્રજાળ વિદ્યાનો પ્રભાવ સમજાવી તેનો ખુલાસો કર્યો હતો અને 'જ્યાં ચમત્કાર ત્યાં નમસ્કાર'ની લોકવાયકા તરફ તેનું ધ્યાન ખેંચ્યું હતું.

—:०:—

૩૪

## હેમચંદ્ર અને જૈન વિહારો

આચાર્યના ઉપદેશથી રાજા કુમારપાળે ઘણુંય લોકોપયોગી કાર્યો કર્યાં હતાં — અનેક આરામો, તળાવો, ધર્મશાળા અને વિહારો બંધાવી તેણે પોતાની સ્મૃતિ કાયમ રાખી છે.

ત્રિભુવનવિહાર, કુમારવિહાર, મૂષકવિહાર, કરંબવિહાર, દીક્ષાવિહાર, ઝોલિકાવિહાર વગેરે અનેક નાના મોટા વિહારો રચાવી તે કાળનું શિલ્પ આપણી સામે રજૂ કર્યું છે. ત્રિભુવનવિહાર પોતાના પિતાની સ્મૃતિ માટે અને કુમારવિહાર પોતાની સ્મૃતિ માટે તૈયાર કરાવેલા છે.

રાજા થતા પહેલાં રખડપટ્ટીમાં નાસભાગ કરતાં કુમારપાળે એક વાર મૂષક (ઉંદર)ના દરમાંથી

થોડું નાણું મેળવેલું; અને તે નાણું જતાં જ ઉંદર બિચારો મરી ગયો. તેની સ્મૃતિ માટે રાજાએ મૂષક વિહાર બંધાવ્યો.

તેવી જ સ્થિતિમાં રખડતા કુમારપાળને કોઈ બાઈએ કરંબો ખવરાવેલો; તેની યાદગિરી માટે જે જગ્યાએ પોતે કરંબો ખાધેલો તે જગ્યાએ કરંબ-વિહાર બંધાવ્યો.

ખંભાતમાં જ્યાં પોતાના ગુરુ હેમચંદ્રે દીક્ષા લીધેલી તે જગ્યાએ દીક્ષાવિહાર ચણાવ્યો અને ધંધુકામાં જ્યાં આચાર્યનું જન્મસ્થાન હતું—જ્યાં તેમનું ઝુલણું (પારણું) બંધાતું હતું તે પવિત્ર સ્થાનની યાદગિરી માટે રાજાએ ઝોલિકાવિહાર ઉભો કરાવ્યો.

આમ રાજા કુમારપાળે પાટણમાં, ખંભાતમાં અને ગૂજરાતનાં બીજા ગામોમાં પણ અનેક જૈન-મંદિરો બંધાવ્યાં; તેમાંના કેટલાક શત્રુંજય ઉપર અને ગિરનાર ઉપર આજે પણ આપણને રાજાની સ્મૃતિ કરાવી રહ્યાં છે.

## ૩૫

## હેમચંદ્રનું અવસાન

ગૂજરાતના સમર્થ ઉદ્ધારક તરીકે, મહાન વિદ્વાન તરીકે, રાજાના ગુરુ તરીકે અને પ્રજાના સેવક તરીકે આચાર્યે પોતાના જીવનમાં જે અનેકવિધ પ્રવૃત્તિઓ કરી છે તે ઉપર આપણે જોઈ ગયા. હવે તો તેઓ જીવનને કાંઠે આવી પહોંચ્યા હતા.

આ છેલ્લી અવસ્થાએ તેઓ સર્વથા અંતર્મુખ રહેતા, પોતાની અંતઃશુદ્ધિ માટે જ વિશેષ તત્પર રહેતા; રાજગુરુ તરીકે જીવનમાં જે અનેક પ્રવૃત્તિઓ કરતાં જ્યાં જ્યાં દૂષિત વૃત્તિ ઉભી થએલી તેનું સંશોધન કરી તે દૂષિત સંસ્કારોનો સર્વથા નાશ કરવા મથતા.

જ્યારથી તેમના ગુરુએ તેમને ચેતવેલા ત્યારથી તેઓ જીવન-શોધન રવૈયાના અધ્યાત્મદશા અને લોકવ્યવહાર એ બન્ને નેત્રાં સાથે જ રાખતા. જેમ જેમ પ્રતિષ્ઠા વધતી ગઇ તેમ તેમ તેઓ અધ્યાત્મ ભણી જ વળેલા રહેતા. છેવટે સર્પ જેમ કાંચળીને છોડે તેમ આ નશ્વર દેહને છોડી તેઓ પરમશાંતિને પામ્યા — પોતાના જીવનમાં તેમણે જે જે સ્વપ્નો સેવેલાં તે બધાં મૂર્ત કરી તેઓ વિક્રમ સંવત ૧૨૨૯માં ૮૪ વરસની પાકટ વયે પરમધામમાં મળી ગયા.

## ૩૬

## હેમચંદ્રના શિષ્યો

આચાર્ય હેમચંદ્ર શિષ્યો કરવા લલચાયા હોય તેવો એક પણ પ્રામાણિક પ્રસંગ તેમના જીવનમાં જડતો નથી. જેઓ તેમના તરફ આકર્ષાએલા અને જેમનામાં આચાર્ય જેવી ધગશ હતી તેવા કેટલાક વિચારક યુવાનો તેમની છત્ર-છાયામાં આવીને વસ્યા. રામચંદ્ર, ગુણચંદ્ર, યશચંદ્ર, ઉદયચંદ્ર, વર્ધમાનગણી, મહેંદ્રમુનિ અને બાળચંદ્ર એ તેમના સાત શિષ્યો હોવાનો ઉલ્લેખ તેમના પ્રબંધમાં મળે છે. તેઓએ એ સાતેને ખૂબ જ કેળવેલા. રામચંદ્ર અને ગુણચંદ્ર પ્રૌઢ પંડિત હતા એ હકીકત તેમના ગ્રંથો આજે પણ ગાઈ રહ્યા છે.

ઉદયચંદ્ર મહાન વૈયાકરણ હતા; મહેંદ્રમુનિએ ગુરુએ કરેલા 'અનેકાર્થકોશ' ઉપર ટીકા રચી છે.

એમનો છેલ્લો શિષ્ય બાળચંદ્ર હતો તો બુદ્ધિમાન; પણ તેના ઈર્ષ્યાળુ અને ખટપટી હોવા વિશેની જે દંતકથા આજે ચાલે છે તે તદ્દન ખોટી તો નહિ જ હોય.

---

## ૩૭

## ઉપસંહાર

આચાર્ય હેમચંદ્રના જીવનમાં અનેક હકીકતો વણાએલી છે. ગૂજરાતનો હિતસંબંધ તેમના જીવનની સાથે ઓતપ્રોત છે.

ધર્મગુરૂ તરીકે તેઓએ ગૂજરાતને શુદ્ધ અને સાત્ત્વિક ધર્મની શિક્ષા આપેલી છે.

રાજગુરુ તરીકે ગૂજરાતના રાજા સિદ્ધરાજ અને કુમારપાળને રાજધર્મનું વાસ્તવિક સ્વરૂપ સમજાવેલું છે. તેમણે પોતાના સમયની પ્રજામાં જે જે નબળાઈઓ જોએલી તે બધી દૂર કરવા ઠીકઠીક પ્રયત્ન કરેલો છે; અને તે અર્થે 'યોગશાસ્ત્ર' વગેરે અનેક ગ્રંથો રચી પ્રજાને નિરંતર જાગતી રાખવાનું પણ તેઓ ચૂક્યા નથી.

તેઓ જૈન સંપ્રદાયના અનુયાયી હતા; છતાં તેમણે કોઈ પણ સંપ્રદાય કે તેના અનુયાયીને સાંપ્રદાયિકતાની સંકીર્ણ દૃષ્ટિથી કદી પણ દૂભવ્યો નથી; એટલું જ નહિ પણ શક્યતા પ્રમાણે સર્વધર્મનો સમન્વય કરવાની દૃષ્ટિ રાખીને તેમણે પ્રજાને વ્યાપક-ધર્મનુ શિક્ષણ આપેલું છે.

રાજાને તો તેમણે સર્વધર્મસમભાવને કેળવવાની તાલીમ વારંવાર આપેલી છે. અહિંસાપ્રધાન જૈન-ધર્મને માનનારી પ્રજામાં અહિંસાની અશુદ્ધ-વિકૃત-સમજને લીધે જે જે વિકૃતિઓ આવી ગયેલી અને તેદ્વારા પ્રજાનું તેમ જ રાષ્ટ્રનું જે અનિષ્ટ થએલું તે તેમણે દૂર કરવા કદી પણ પાછી પાની નથી કરી.

આ ઉપરાંત તેમણે પોતાની પ્રતિભાના બળે ગૂજરાતને સાહિત્યનો અદ્વિતીય ખજાનો ભેટ કરેલો છે. એમના પહેલાં ગૂજરાતના કોઈ પ્રખર પંડિતે વ્યાકરણશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, છંદશાસ્ત્ર વગેરે નહિ રચેલાં. એમણે જ એ બધાંની રચના કરી છે; અને એમની એ રચનાઓથી જ ધનવંતું ગૂજરાત હમેશને માટે સાહિત્યવંતું પણ બન્યું છે.

સાંપ્રદાયિકતાના સંકીર્ણ વાતાવરણમાં રાજગુરુ થવું એ કાંઈ સાધારણ બનાવ નથી; છતાં તેમણે એ પદ પોતાનાં સંયમ, શીલ અને પ્રતિભાને બળે મેળવેલું અને જીવનપર્યંત જાળવી રાખેલું; છતાં

તેમનામાં અભિમાનનો ગંધ પણ ન હતો, અનાચાર કે સ્વચ્છંદતાનો લેશ પણ સ્પર્શ ન હતો. જ્યારે જુઓ ત્યારે તેમનામાં નમ્રતા જ જણાય. સદાચાર સંયમ અને શીલ તો તેમને રોમેરોમ ભરેલાં હતાં. રાજખટપટ એવી ચીજ છે કે તેની સાથે સંબંધ રાખનારો ભૂલથાપમાં આવ્યા વિના કે વિષયવિલાસમાં લપટાયા વિના ન જ રહે; છતાં આચાર્ય તે બાબત ખૂબ જાગતા રહેતા. કદાચ કોઈવાર એવી નબળાઈ પોતામાં આવી ગએલી આચાર્યશ્રી જોતા તો તેને તત્કાળ દૂર કરવા પ્રયત્ન કરતા; અને થઈ શકે એટલી ત્વરાથી શુદ્ધ થવાને ઉજમાળ રહેતા.

માણુસ માત્ર ભૂલનું સ્થાન છે; પણ સાચા અને પૂર્ણ માણુસની એ વિશેષતા છે કે તે કદી પણ એ ભૂલનો દાસ બનતો નથી. એ વિશેપતા હેમચંદ્રમાં પદે પદે નજરે આવે છે.

આપણે એમની એ જ એક વિશેપતાને અનુસરવાનું લક્ષ્યમાં રાખી આ પવિત્ર કથા પૂરી કરીએ છીએ.

---

# શ્રી હેમચંદ્રનું જીવનવૃક્ષ

કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચંદ્રનું અવસાન
(અવસાનસમય ૧૨૨૯)
(અવસાનસ્થળ–પાટણ)

આચાર્યનામ હેમચંદ્રસૂરિ
(આચાર્યપદસમય—૧૧૬૬)

બાર વર્ષ સંયમની સાધના
અને વિદ્યાધ્યયન

દીક્ષાનામ સોમદેવ, દીક્ષાસમય—૧૧૫૦
(અથવા ૧૧૫૪ માઘ શુ૦ દિ૦ ૪ શનિવાર)
[ દીક્ષાસ્થાન ખંભાત અથવા કર્ણાવતી (મેરુતુંગમતે) ]

મૂળ નામ ચાગદેવ
(જન્મ સમય–૧૧૪૫
કાર્તિક શુ૦ દિ૦ ૧૫)
ઈ૦ સ૦ ૧૦૮૮–૮૯ નવેંબર–ડિસેંબર

પ્રવર્તિની પાહિની સાધ્વી
(અવસાન ૧૨૧૧ વિ૦ સં૦)

માતા પાહિની

પિતા ચાચિગ

મોઢજ્ઞાતિ (હેમચંદ્રની જ્ઞાતિ)
ધંધુકા (અમદાવાદ)
(હેમચંદ્રનું જન્મસ્થાન)
(ભાલપ્રદેશ)



## આધારગ્રંથ

| ગ્રંથનામ | કર્તા | સમય | પ્રકાશક અને પ્રાપ્તિસ્થાન |
|---|---|---|---|
| કુમારપાળ-પ્રતિબોધ | સોમપ્રભસૂરિ | તેરમો સૈકો | ગાયકવાડ ઓરિયેન્ટલ સીરીઝ, વડોદરા અંક ૧૪ |
| પ્રભાવક-ચરિત્ર | પ્રભાચંદ્રસૂરિ | ચૌદમો સૈકો (૧૩૦૬) | નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ |
| પ્રબંધ-ચિંતામણિ | મેરુતુંગસૂરિ | ચૌદમો સૈકો (૧૩૬૨) | સિંઘી જૈનગ્રંથમાળા, અમદાવાદ |
| પ્રબંધકોશ | રાજશેખરસૂરિ | પંદરમો સૈકો (૧૪૦૫) | " |
| ઉપદેશ-તરંગિણી | રત્નમંદિરગણી | સોળમો સૈકો | યશોવિજય જૈન ગ્રંથમાળા, બનારસ; હાલ ભાવનગર |

૮ (૨૫) **નાના ફડનવીસ.** રમણલાલ વસંતલાલ
દેસાઇ. એમ. એ. (૧૯૨૨) ૦-૬-૦

૯ (૨૮) **મહાદજી સિંધિયા.** વલ્લભરાય લાલશંકર
છાયા. બી. એ (૧૯૨૨) ૦-૬-૦

૧૦ (૩૪) **બાલ બાબર** મનસુખલાલ મોહનલાલ
પોટા, બી. એ. (૧૯૨૩) ૦-૬-૦

૧૧ (૪૧) **વિલિયમ યુવર્ટ ગ્લેડસ્ટન** સ્વ. હીરાલાલ
હરજીવન ગણાત્રા, બી. એ., એલએલ. બી
સોલિસીટર (૧૯૨૪) ૦-૬-૦

૧૨ (૪૨) **શૂરવીર શિવાજી** ભરતરામ ભાનુસુખરામ
મહેતા, એ ટી. સી. ઇ. (૧૯૨૪) ૦-૬-૦

૧૩ (૪૭) **છત્રપતિ શંભાજી મહારાજ** કેશવ મંગેશ
રાંગણેકર બી. એ. [મરાઠી] (૧૯૨૪) ૦-૬-૦

૧૪ (૪૮) **મહારાણા પ્રતાપ.** પરશુરામ ગોવિંદ
કાટદરે [મરાઠી] (૧૯૨૪) ૦-૬-૦

૧૫ (૫૧) **ડ્યુક ઓફ વેલિંગ્ટન.** સ્વ. હીરાલાલ હરજીવન
ગણાત્રા બી. એ. એલએલ. બી.
સોલિસીટર (૧૯૨૪) ૯-૬-૦

૧૬ (૬૪) **ઔરંગઝેબ** આનંદપ્રિય આત્મારામ પંડિત
બી. એ. એલએલ. બી. [હિન્દી] (૧૯૨૬) ૦-૮-૦

૧૭ (૬૬) **ચક્રવર્તી અશોક** હરિરાય ભગવંતરાય બુચ ૦-૬-૦

૧૮ (૬૭) **બાલ બાબર** વિષ્ણુ પાંડુરંગ નેને બી. એ.
[મરાઠી] (૧૯૨૬) ૦-૬-૦

૧૯ (૭૭) **વિલિયમ યુવર્ટ ગ્લેડસ્ટન** વિષ્ણુ પાંડુરંગ
નેને બી. એ. [મરાઠી] (૧૯૨૭) ૦-૬-૦

२० (८९) **अशोक.** વિષ્ણુ પાંડુરંગ નેને બી. એ.
[મરાઠી] (૧૯૩૨) ૦–૬–૦

૨૧ (૯૭) **આપણા મહારાજા** (સચિત્ર)
ચન્દ્રશંકર મ. ભટ્ટ ૦–૬–૦

૨૨ (૯૮) **કોલમ્બસ** (સચિત્ર)
ચંદ્રશંકર મ. ભટ્ટ(૧૯૩૩) ૦–૬–૦

૨૩ (૧૦૩) **कर्ण** કવિ રામરાવ માર્તંડ ભાંબુરકર (સચિત્ર)
[મરાઠી] (૧૯૩૩) ૦–૬–૦

૨૪ (૧૦૫) **रामदास**–કવિ રામરાવ માર્તંડ ભાંબુરકર
(સચિત્ર) [મરાઠી] (૧૯૩૩) ૦–૬–૦

૨૫ (૧૦૭) **झांशीची शूर राणी लक्ष्मीबाई** (સચિત્ર)
શ્રીમતી લક્ષ્મીબાઈ પ્રધાન [મરાઠી] (૧૯૩૩) ૦–૬–૦

૨૬ (૧૦૯) **भीष्म** વિ. વા. જોશી (સચિત્ર) [મરાઠી]
(૧૯૩૩) ૦–૬–૦

૨૭ (૧૨૪) **વિમળશાહ** ધીરજલાલ ટોકરશી શાહ
(સચિત્ર) (૧૯૩૫) ૦–૬–૦

૨૮ (૧૩૨) **વસ્તુપાળ-તેજપાળ** ધીરજલાલ ટોકરશી
શાહ (સચિત્ર) (૧૯૩૫) ૦–૬–૦

૨૯ (૧૩૮) **હેમચંદ્રાચાર્ય** પંડિત બેચરદાસ જીવરાજ
દોશી (૧૯૩૬) ૦–૮–૦